श्रीमान् ठकुर निसनजी चतुर्भुज
ग्रंथकार, जन्म संवत् १९०१, वय वर्ष ७४

# ઉપોદ્ઘાત

મારા તીર્થસ્વરૂપ પૂજ્ય પિતાશ્રીએ આ **'શ્રી અમરલાલ ચરિત્ર'** નામક ઐતિહાસિક પૌરાણિક કાવ્યગ્રંથ શાકે ૧૭૯૯ એટલે કે, ઈ. સ. ૧૮૭૭માં રચીને પ્રકટ કરેલો હોવાથી આ ગ્રંથની પ્રથમ આવૃત્તિના પ્રકાશનને આજે ૪૧ વર્ષ જેટલો દીર્ઘ કાળ થવા આવ્યો છે. લુહાણા **શ્રી સમુદ્ર** (વરુણદેવ)ને પોતાના કુળદેવ અથવા ઇષ્ટદેવ તરીકે માને છે અને તેથી જ્યાં લુહાણાની થોડી ઘણી પણ વસતિ હોય છે, ત્યાં **'દરિયાસ્થાન'** અવશ્ય કરવામાં આવે છે;* પરંતુ દરિયા, **સમુદ્ર** કિંવા **વરુણને** આપણે આપણા કુળદેવ તરીકે શા કારણથી સ્વીકાર્યા છે અને તેમનો તથા આપણો એ સેવ્યસેવક કિંવા પૂજ્યપૂજક સંબંધ ક્યારથી બંધાયો છે, એ ઇતિહાસથી ઘણાક લુહાણા અનભિજ્ઞ હોવાથી તેમને એ ઇતિહાસથી વિજ્ઞ કરવામાટે જ આ ગ્રંથની રચના કરાયલી છે. આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ તેના પ્રકાશન પછી અત્યંત અલ્પ કાળમા જ ખપી જવાથી આજે બહુ વર્ષેથી આ ગ્રંથની માગણી થયા કરતી હતી અને તે કારણથી જ અત્યારે એની આ દ્વિતીય આવૃત્તિ છપાવીને પ્રકટ કરવામાં આવી છે.

આ ગ્રંથમાં જે કથાનો વિસ્તાર કરાયલો છે, તેનો સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છે: વિક્રમ સંવત્ ૧૦૦૭ માં નગર ઠઠ્ઠા નામક નગરના **મરખશાહ** નામક બાદશાહની એવી બુદ્ધિ થઈ કે, 'ખુદા તો એક જ છે, છતાં હિન્દુઓ અનેક દેવો તેમ જ ભૂતોને માનતા હોવાથી કાફિર છે અને એટલા માટે સર્વ હિન્દુઓ અથવા કાફિરોને મુસલ્માન બનાવી દેવાની આવશ્યકતા છે.' આવા પ્રકારના નિશ્ચયપર આવીને પોતાના **આહ્વા** નામક વજીરને બોલાવી તેને તેણે પોતાના મનની વાર્તા કહી સંભળાવી. ત્યાર પછી બાદશાહ તથા વજીરે મળીને એવો નિશ્ચય કર્યો કે: 'પ્રથમ કેટલાક અગ્રેસર અને પ્રતિષ્ઠિત હિન્દુઓને બોલાવીને સીધી રીતે સમ-

---

* આ નિયમ અત્યારે જો અબાધ્ય રહ્યો હોય, તો તે કેવળ સિંધુભૂમિ તથા કચ્છ દેશમાં જ રહેલો છે; કારણ કે, સિંધમાં જો કે લુહાણા જ્ઞાતિમાં ગુરુ નાનકના ધર્મનો સંચાર થયો છે તેમ જ કચ્છની લુહાણા જ્ઞાતિમાં કેટલેક અંશે શ્રી રામાનુજાચાર્યના તેમ જ શ્રી વલ્લભાચાર્યના વૈષ્ણવ ધર્મનો પ્રવેશ થયેલો દેખાય છે, છતા અદ્યાપિ એ બે દેશોની લુહાણા જ્ઞાતિ મુખ્યતઃ અને વિશેષતઃ શ્રી અમરલાલના ધર્મની જ અનુયાયિની હોવાથી એ બે દેશોમાં જ્યાં પણ લુહાણા જ્ઞાતિનો નિવાસ હોય, ત્યાં **'દરિયાસ્થાન'** અવશ્ય હોવું જ જોઇએ, એવો નિયમ જ છે. પરંતુ હાલારમાં વસતી હાલાઈ લુહાણા જ્ઞાતિમાં વૈષ્ણવ ધર્મનો અધિક સંચાર થએલો હોવાથી હાલારમાં કોઇ કોઇ સ્થળે જ **'દરિયાસ્થાન'** જોવામાં આવે છે અને ભાવનગરની ઘોઘારી લુહાણા જ્ઞાતિમાંથી તેમ જ પ્રહ્રી રેવા નામથી ઓળખાતી ગુજરાતી લુહાણા જ્ઞાતિમાંથી તો શ્રી અમરલાલની ઉપાસનાનો સર્વથા લોપ થએલો હોવાથી એ ઘોઘારી તથા ગુજરાતી લુહાણા જ્ઞાતિનાં વસતિસ્થાનોમા જો **'દરિયાસ્થાન'**નું અસ્તિત્વ ન હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. ગુજરાતી લુહાણા જ્ઞાતિમાં રવદાસ ભાણદાસનો મત વિશેષ પ્રચલિત છે.

બનવા અને જો તેઓ ન માને, તો પછી તેમને બળાત્કારે મુસલ્માન બનાવવા અને તેમના તિલક તથા યજ્ઞોપવીત આદિનો નાશ કરી નાખવો.' આ પ્રમાણેનો નિશ્ચય કરી પુગર આદિક કેટલાક પ્રતિષ્ઠિત હિન્દુઓને બોલાવીને તેમના સમક્ષ તેમણે પોતાના મનોભાવને વ્યક્ત કરી બતાવ્યો તેમણે જણાવ્યું કે, "કાં તો અમારી આજ્ઞાને માનો અને કાં તો તમારા ઈશ્વરનો અમને સાક્ષાત્કાર કરાવો, જો એમ નહિ કરવામાં આવે, તો પછી અમો તમોને બળાત્કારે મુસલ્માન બનાવીશું" બાદશાહ તથા વજીરના આ વચનો સાંભળીને કેટલાક વૃદ્ધ તથા વિચારશીલ હિન્દુઓએ ધાર્યું કે "હિન્દુ મટીને મુસલ્માન થવા કરતા તો મરી જવું જ વધારે સારું છે, અર્થાત્ આ આપત્તિના નિવારણમાટે શ્રી સિંધુ સાગરના તીરપ્રાંતમાં જઈને આપણે તપશ્ચર્યા કરીએ, જો શ્રી વરુણદેવ આપણો સહાયક થશે, તો આપણે જીવીશું, નહિ તો પછી મરવું તો ભાગ્યમાં લખાયલું છે જ !" આવા પ્રકારનો નિશ્ચય કરીને તેમણે બાદશાહને જણાવ્યું કે "જો કે હિન્દુઓ અનેક દેવોને માને છે ખરા, પરન્તુ તેમનો પોતપોતાના ઉપાસ્ય દેવમાં ઈશ્વરભાવ હોવાથી વાસ્તવિકતાથી તો તેઓ એક જ ઈશ્વરના ઉપાસક છે આ કારણથી બળાત્કારે તેમના ધર્મનો ત્યાગ કરાવવો, એ કાર્ય કોઈ પણ પ્રકારે ઉચિત નથી આ પશ્ચિમ દેશમાં તો મુખ્યતઃ સર્વ હિન્દુઓ સિંધુ સરસ્વતીની જ ઉપાસના કરે છે અને તેથી શ્રી સમુદ્રદેવ જ અમારો દેવ છે અર્થાત્ અમો શ્રી સિંધુસાગરના તટપ્રાંતમાં જઈને તપશ્ચર્યા કરીશું અને એ તપશ્ચર્યામાટે અમો આપ પાસેથી કેવળ સાત દિવસનો જ અવધિ માગીએ છીએ આ સાત દિવસના કાલાવધિમાં જો અમો તમોને અમારો ઈશ્વર ન બતાવી શકીએ, તો ત્યાર પછી અમો આનંદથી તમારી આજ્ઞાનો અંગીકાર કરીશું ' બાદશાહે હિન્દુઓની એ પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો અને હિન્દુઓને સાત દિવસનો અવધિ આપવામાં આવ્યો એ પછી સર્વ હિન્દુઓ ત્યાંથી નીકળીને સિંધુના તીર પ્રાંતમાં ગયા અને ત્યાં બેસીને તપ કરવા લાગ્યા તપશ્ચર્યામાં જ્યારે તેમના ત્રણ દિવસ વીત્યા, એટલે જળવાણી થઈ કે "હે હિન્દુઓ, તમો લેશ માત્ર પણ ચિન્તા કરશો નહિ હું આજથી આઠમે દિવસે નસરપુરમાં ઠક્કુર રત્નરાયના ગૃહમાં દેવકી માતાના ઉદરથી જન્મ ધારણ કરીશ અને તમારા સર્વ સંકટોને નિવારીશ" આ જળવાણી સાંભળી શ્રી જળદેવને વંદન આદિ કરીને સર્વ હિન્દુઓ નગરમાં પાછા આવ્યા અને જળવાણીની કથા વજીરને તેમણે કહી સંભળાવી વજીરે એ વૃત્તાન્ત બાદશાહને જણાવ્યો ત્યારપછી બાદશાહે વજીરને નસરપુર મોકલ્યો અને વજીર ત્યાંથી શ્રી ઉદેરાને લઈને પાછો આવ્યો નગર ઠઠ્ઠામાં છળ પ્રપંચથી વજીરે શ્રી ઉદેરાને ચતુર્ભુજ કરી લેવાના ઘણાય પ્રયત્નો કર્યા, પરન્તુ તેના તે સર્વ પ્રયત્નો વ્યર્થ થયા એટલે પછી બાદશાહ તથા વજીરે શ્રી અમરલાલના ચરણોમાં મસ્તક નમાવીને પોતાના અપરાધની તેમની પાસેથી ક્ષમા માગી શ્રી અમરલાલે ક્ષમા સાથે બાદશાહને બહુવિધ ઉપદેશ આપ્યો અને સર્વ હિન્દુઓને અભય કર્યા પછી નસરપુર પ્રતિ જવાને પ્રયાણ કર્યું ત્યાં શ્રી અમરલાલે અનેક ચરિત્રો કર્યાં, પરન્તુ તે ચરિત્રોમાંના મુખ્ય ત્રણ છે અને

તે આ પ્રમાણે નસરપુરમા એક અત્યંત સુંદર દરિયાસ્થાન બનાવ્યુ પુગર સંતને પોતાની વરુણપુરીમા લઈ જઇને ત્રિભોવી આદિ અદ્ભુત સપ્ત વસ્તુઓ આપી, અને ત્યાર પછી અસખ્ય લોકોને પોતાના સેવક બનાવી તેમને નિર્ગુણ તથા સગુણ ઉપાસનાના ભેદો સમજાવીને જહેજા નામક સ્થાનમા જઇને તેઓ અશ્વસહિત પૃથ્વીમા લીન થઈ ગયા એ સ્થાનમા બાદશાહે એક કૂવો કરાવ્યો છે અને તેમા શ્રી અમરલાલની તુરબત પણ બનાવેલી છે એ સ્થાનમા અખંડ જ્યોતિ પણ દિવસ અને રાત બળ્યા કરે છે અને તેથી ત્યા હિન્દુ પૂજારા તથા મુસલ્માન મુજાવર બન્નેનો નિવાસ હોય છે એ પછી શ્રી અમરલાલ સખર બખરની પાસે પ્રકટ થયા હતા ત્યા સિંધુના મધ્યમા એક સ્થાન નિર્માણ કરેલુ છે અને તેનુ નામ 'જિન્દપીર' રાખવામા આવ્યુ છે શ્રી અમરલાલના સેવકો પશ્ચિમમા એટલે કે સિંધ અને કચ્છમા અધિક સખ્યામા છે

'અરેબિયન્ નાઇટ્સના પ્રખ્યાત અનુવાદક માન્યવર રિચર્ડ એફ બર્ટને સિંધુદેશમા કેટલોક કાળ વીતાડેલો હોવાથી તેમ જ તેમને પ્રત્યેક દેશના ઇતિહાસ, ધર્મ, રૂઢિ, આચાર વિચાર તથા ભાષા ઇત્યાદિને જાણવાનો એક પ્રકારનો શોક હોવાથી સિંધુદેશવિષયક તેમનો અનુભવ સારો હતો અને તે અનુભવને તેમણે સિંધુદેશવિષયક બે ત્રણ ગ્રંથો લખીને યોગ્યતાથી વ્યક્ત પણ કરી બતાવ્યો છે અર્થાત્ સિંધુદેશના એ પાશ્ચાત્ય જ્ઞાતાએ પોતાના એક ગ્રથમા શ્રી ઉદેરા લાલવિશે આવા પ્રકારનુ વિધાન કરેલુ છે;–

"The next in rank to Jendapir the river-god is his Vazir (Prime Minister) Udero Lal The legend told about him by his Hindu votaries runs thus In the days of Aurangzeb there was a Moslem Kazi in Sind who resolved by moral and physical means forcibly to propagate his faith throughout the province and such was his success that the worshippers began to fear for the very existance of their religion At length heaven heard their prayers as the time was come when the persecution grew intolerable

"At Nasarpur (about 90 miles from Hyderabad a town built on the Indus which then flowed down the channel now called Phito) lived an aged Bunyan whose name was Puggerwani Others call him Ratan All how ever agree that he and his wife were not only childless but also much too old to hope for the blessing of issue He being the head of the caste called together a Punch or meeting of the Banyas, requested them to join him in supposition and for that purpose led them down to the riverside where 40 days they preserved in the exercises

માનવા અને જો તેઓ ન માને, તો પછી તેમને બળાત્કારે મુસલ્માન બનાવવા અને તેમના તિલક તથા યજ્ઞોપવીત આદિનો નાશ કરી નાખવો' આ પ્રમાણેનો નિશ્ચય કરી પુગર આદિક કેટલાક પ્રતિષ્ઠિત હિન્દુઓને બોલાવીને તેમના સમક્ષ તેમણે પોતાના મનોભાવને વ્યક્ત કરી બતાવ્યો તેમણે જણાવ્યું કે, "કા તો અમારી આજ્ઞાને માનો અને કા તો તમારા ઈશ્વરનો અમને સાક્ષાત્કાર કરાવો, જો એમ નહિ કરવામા આવે, તો પછી અમો તમોને બળાત્કારે મુસલ્માન બનાવીશું" બાદશાહ તથા વજીરના આ વચનો સાંભળીને કેટલાક વૃદ્ધ તથા વિચારશીલ હિન્દુઓએ ધાર્યું કે "હિન્દુ મટીને મુસલ્માન થવા કરતા તો મરી જવુ જ વધારે સારુ છે, અર્થાત્ આ આપત્તિના નિવારણમાટે શ્રી સિંધુ સાગરના તીરપ્રાતમા જઈને આપણે તપશ્ચર્યા કરીએ, જો શ્રી વરુણદેવ આપણો સહાયક થશે, તો આપણે ઉગરીશું, નહિ તો પછી મરવુ તો ભાગ્યમા લખાયલુ છે જ!" આવા પ્રકારનો નિશ્ચય કરીને તેમણે બાદશાહને જણાવ્યુ કે "જો કે હિન્દુઓ અનેક દેવોને માને છે ખરા, પરન્તુ તેમનો પોતપોતાના ઉપાસ્ય દેવમા ઈશ્વરભાવ હોવાથી વાસ્તવિકતાથી તો તેઓ એક જ ઈશ્વરના ઉપાસક છે આ કારણથી બળાત્કારે તેમના ધર્મનો ત્યાગ કરાવવો, એ કાર્ય કોઈ પણ પ્રકારે ઉચિત નથી આ પશ્ચિમ દેશમા તો મુખ્યત સર્વ હિન્દુઓ સિંધુ સરસ્વતીની જ ઉપાસના કરે છે અને તેથી શ્રી સમુદ્રદેવ જ અમારો દેવ છે અર્થાત્ અમો શ્રી સિંધુસાગરના તટપ્રાતમા જઈને તપશ્ચર્યા કરીશું અને એ તપશ્ચર્યામાટે અમો આપ પાસેથી કેવળ સાત દિવસનો જ અવધિ માગીએ છીએ આ સાત દિવસના કાલાવધિમા જો અમો તમોને અમારો ઈશ્વર ન બતાવી શકીએ, તો ત્યાર પછી અમો આનંદથી તમારી આજ્ઞાનો અંગીકાર કરીશું" બાદશાહે હિન્દુઓની એ પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો અને હિન્દુઓને સાત દિવસનો અવધિ આપવામા આવ્યો એ પછી સર્વ હિન્દુઓ ત્યાથી નીકળીને સિંધુના તીર પ્રાતમા ગયા અને ત્યા બેસીને તપ કરવા લાગ્યા તપશ્ચર્યામા જ્યારે તેમના ત્રણ દિવસ વીત્યા, એટલે જળવાણી થઈ કે "હે હિન્દુઓ, તમો લેશ માત્ર પણ ચિન્તા કરશો નહિ હું આજથી આઠમે દિવસે નસરપુરમા ઠક્કુર રતનરાયના ગૃહમા દેવકી માતાના ઉદરથી જન્મ ધારણ કરીશ અને તમારા સર્વ સંકટોને નિવારીશ" આ જળવાણી સાંભળી શ્રી જળદેવને વંદન આદિ કરીને સર્વ હિન્દુઓ નગરમા પાછા આવ્યા અને જળવાણીની કથા વજીરને તેમણે કહી સંભળાવી વજીરે એ વૃત્તાન્ત બાદશાહને જણાવ્યો ત્યારપછી બાદશાહે વજીરને નસરપુર મોકલ્યો અને વજીર ત્યાથી શ્રી ઉદેરાને લઈને પાછો આવ્યો નગર ઠઠ્ઠામા છળ પ્રપંચથી વજીરે શ્રી ઉદેરાને ચતુર્ભુજ કરી લેવાના ઘણાય પ્રયત્નો કર્યા, પરન્તુ તેના તે સર્વ પ્રપંચો વ્યર્થ થયા એટલે પછી બાદશાહ તથા વજીરે શ્રી અમરનાથના ચરણોમા મસ્તક નમાવીને પોતાના અપરાધની તેમની પાસેથી ક્ષમા માગી શ્રી અમરલાલે ક્ષમા સાથે બાદશાહને બહુવિધ ઉપદેશ આપ્યો અને સર્વ હિન્દુઓને અભય કર્યા પછી નસરપુર પ્રતિ જવાને પ્રયાણ કર્યું ત્યા શ્રી અમરલાલે અનેક ચરિત્રો કર્યાં, પરન્તુ તે ચરિત્રોમાના મુખ્ય ત્રણ છે અને

તે આ પ્રમાણે: નસરપુરમાં એક અત્યંત સુંદર દરિયાસ્થાન બનાવ્યું; પુગર સંતને પોતાની વરુણપુરીમાં લઈ જઇને ત્રિમૌલી આદિ અદ્ભુત સાત વસ્તુઓ આપી; અને ત્યાર પછી અસંખ્ય લોકોને પોતાના સેવક બનાવી તેમને નિર્ગુણ તથા સગુણ ઉપાસનાના ભેદો સમજાવીને જહેજ નામક સ્થાનમાં જઇને તેઓ અશ્વસહિત પૃથ્વીમાં લીન થઈ ગયા. એ સ્થાનમાં બાદશાહે એક કૂઓ કરાવ્યો છે અને તેમાં શ્રી અમરલાલની તુરબત પણ બનાવેલી છે. એ સ્થાનમાં અખંડ જ્યોતિ પણ દિવસ અને રાત બળ્યા કરે છે અને તેથી ત્યાં હિન્દુ પૂજારા તથા મુસલ્માન મુજાવર બન્નેનો નિવાસ હોય છે. એ પછી શ્રી અમરલાલ સખર. બખરની પાસે પ્રકટ થયા હતા. ત્યાં સિંધુના મધ્યમાં એક સ્થાન નિર્માણ કરેલું છે અને તેનું નામ 'જિન્દપીર' રાખવામાં આવ્યું છે. શ્રી અમરલાલના સેવકો પશ્ચિમમાં એટલે કે સિંધ અને કચ્છમાં અધિક સંખ્યામાં છે.

'અરેબિયન્ નાઇટ્સ'ના પ્રખ્યાત અનુવાદક માન્યવર રિચર્ડ એફ્ બર્ટન સિંધુદેશમાં કેટલોક કાળ વીતાડેલો હોવાથી તેમ જ તેમને પ્રત્યેક દેશનાં ઇતિહાસ, ધર્મ, રૂઢિ, આચાર વિચાર તથા ભાષા ઇત્યાદિને જાણવાનો એક પ્રકારનો શોક હોવાથી સિંધુદેશવિષયક તેમનો અનુભવ સારો હતો અને તે અનુભવને તેમણે સિંધુદેશવિષયક બે ત્રણ ગ્રંથો લખીને યોગ્યતાથી વ્યક્ત પણ કરી બતાવ્યો છે. અર્થાત્ સિંધુદેશના એ પાશ્ચાત્ય જ્ઞાતાએ પોતાના એક ગ્રંથમાં શ્રી ઉદેરા લાલવિશે આવા પ્રકારનું વિધાન કરેલું છે;–

"The next in rank to Jendapir the river-god is his Vazir (Prime Minister) Udero Lal The legend told about him by his Hindu votaries runs thus. In the days of Aurangzeb there was a Moslem Kazi in Sind who resolved by moral and physical means forcibly to propagate his faith throughout the province and such was his success that the worshippers began to fear for the very existance of their religion. At length heaven heard their prayers as the time was come when the persecution grew intolerable.

"At Nasarpur (about 90 miles from Hyderabad a town built on the Indus which then flowed down the channel now called Phito) lived an aged Banyan whose name was Puggerwani. Others call him Ratan. All however agree that he and his wife were not only childless but also much too old to hope for the blessing of issue. He being the head of the caste called together a Punch or meeting of the Banyas, requested them to join him in supposition and for that purpose led them down to the riverside where 40 days they preserved in the exercises

of praying, fasting and vigils After that period when all began to despair of success a human voice was heard to issue from the stream conveying the gratifying intelligence that the committee of Banyas might be dissolved as the Kazi s persecutions should shortly be changed to a favourable view of religion against which he was so violent The Banyas departed but as after a short time no alteration appeared in the conduct of the Kazi they returned to the stream and requested that it should be more explicit The kind hearted river informed them that he proposed to manage the matter by means of a child who should be born to Puggerwani and his wife Again the Banyas returned home in a state of joyfulness In due time a boy appeared and received the propitious name of Mangal the auspicious one No account of this wonderful youths s education and occupation is given, except that when he reached his fifth year his parents used to send him together with other children of neighbourhood to sell kuhar (boiled grain or pulse) in the adjecent villages Mangal was in the habit of leaving his home every day and after getting rid of his companions by different means of going to the riverside alone and occupying himself with prayer to the stream When it was time to return he threw his basket of kuhar into the waters which requieted him by upheaving the same vessel full of money, honey and other delicacies At length the parents judging by the sum they received from their son suspected that all was not right No adjurations however could force the sercret from the boy All he said was that he had gained the money honestly One day Puggerwani resolved to follow his son and watch his proceeding When Mangal reached the river he performed his orisons sat down to meditate and finally threw in his offerings Upon this two men issued from the stream and in presence of the father drew the boy into the water Puggarwani shrieked in dispair but was presently comforted when he saw his son return from his

visit with usual basket upon his arm At this time it so happened that in consequence of the Kazi's increased vehemence for converting the Banyas all agreed once more to have recourse to the river Again their prayers were responded to by a voice which informed them that they might be of good cheer as Mangal was now an efficient protector The boy undertook this office with pleasure and only requested that whenever a Hindu was chosen out for persecution he might be informed of the event A few days afterwards the Kazi came to Nasarpur and being in a bigoted frame of mind openly declared his resolution to circumcise the whole place and as he had heard some curious tales about Mangal that he would commence with making an example of him After summoning the boy the Kazi began by setting forth the advantages of Islam and its superiority to all other faiths, his juvenile auditor however declared himself not to be convinced by unsupported assertions and demanded a polemical discussion to which the Moslem agreed As is commonly the result of such exercises out of as well as in Sind, neither party at the termination of the argument said any reason to alter his own opinion Mangal then proposed that it should be resumed at the river side and stated his conviction that no spot could be better fitted than the banks of the Indus for discriminating truth from falsehood When they arrived at the place appointed the Hindu remarked that on such occasions he was in the habit of casting his white cloth over the water and seating himself upon it as on a carpet Moreover he opined that if his opponent would only join him the question would easily be settled as the true religion would swim and other sink The Moslem was as strong in faith as the Pagan He instantly accepted the test and only bargained that his own chadar which was stained with indigo should be used instead of the Hindu's cloth When the antagonists reached the middle of the stream the Kazi began to sink After enduring two or three

immersions he lost courage and called to the boy for aid Mangal nothing loth merely ordered his persecutor to place the tips of his fingers upon the corner of the chadar where five white spots instantly appeared He obliged the Kazi to swear by that sign, that he would cease his persecutions, and then landed him in safety"

બર્ન્ સાહેબના આ અંગ્રેજી પૅરેગ્રાફોનો સંક્ષિપ્ત ભાવાર્થ એવો થાય છે કે,- 'પૃથ્વીમા જિન્દપીરથી દ્વિતીય જો કોઈ હોય, તો તે તેનો વજીર ઉદેરો લાલ જ છે એ ઉદેરો લાલવિશે તેના હિન્દુ સેવકો જે એક દંતકથા કહે છે તે આ પ્રમાણેની છે બાદશાહ ઔરંગઝેબના સમયમા સિંધમા એક મુસલમાન કાજી હતો કે જેણે નૈતિક તેમજ શારીરિક બળથી બળાત્કારે સમસ્ત સિંધુદેશના તેના પોતાના ઇસ્લામ ધર્મને પ્રસારવાનો નિશ્ચય કર્યો હતો અને એ કાર્યમાં તેણે અહીંની સીમા પર્યન્ત વિજય મેળવ્યો હતો કે, હિન્દુઓને હિન્દુ ધર્મના અસ્તિત્વમાટે અતિશય ભય થવા માડ્યો હતો છેવટે હિન્દુઓની પ્રાર્થના પરમાત્માએ સાભળી અને જ્યારે કાજીના અત્યાચારો અસહ્ય થયા, તે વેળાએ તેણે તેમના ઉદ્ધારકને મોકલી આપ્યો તે સમયમા જે સ્થાનમા સિંધુનદનો પ્રવાહ વહેતો હતો અને જે સ્થાન અત્યારે ફિટો નામથી ઓળખાય છે, તે સ્થાનમા એટલે કે, સિંધ હયદરાબાદથી ૮૦ માઇલના અંતરપર આવેલા નસરપુર નામક ગામમા એક વૃદ્ધ વાણીયો* વસતો હતો કે જેનુ નામ પુગર વાણીયો હતું

* બર્ન્ સાહેબે પોતાના આ લેખમા સિંધુદેશના લુહાણાને વાણીયા નામથી ઓળખાવ્યા છે, પણ એ તેમનો એક પ્રમાદ છે અને એ પ્રમાદનુ કારણ એ છે કે, સિંધના લુહાણાનો જે સુશિક્ષિત તથા રાજકર્મચારિવર્ગ છે તે આમિલ નામથી ઓળખાય છે અને જે વર્ગ વ્યાપાર આદિ કરનાર છે તે વર્ગના લોકો તેમના વ્યવસાયના અંગે વાણીયા કહેવાય છે પરતુ આ વ્યવસાયભેદ છે કારણ કે, એ આમિલ અને વાણીયા બન્ને મૂળ તો લુહાણા જ છે, અને તેમનો રોટી બેટી વ્યવહાર આજે પણ જેવો ને તેવો જ ચાલૂ છે, છતા એટલો ભેદ છે કે, આમિલ એટલે કે સુશિક્ષિત વર્ગના લોકો વાણીયા એટલે કે વ્યાપારિવર્ગના લોકોની કન્યાઓને લે છે ખરા, પણ તેઓ તેમને કન્યા આપે છે બહુ જ ન્યૂન પ્રમાણમા પરતુ આ ભેદ કેવળ શિક્ષણ અને અશિક્ષણના કારણથી જ પાળવામા આવે છે એટલે કે, આ ભેદ જ્ઞાતિભિન્નતાજન્ય કિવા ધર્મભિન્નતાજન્ય ન હોવાથી અધિક મહત્વ આપવા યોગ્ય નથી, એ પ્રકટ હોવાથી એના અધિક ઊહાપોહની આવશ્યકતા નથી બર્ન્ સાહેબ ગમે તેવા પણ વિદેશીય હોવાથી આ રહસ્ય તેમના જાણવામા આવી શક્યુ નથી અને તેથી જ તેમણે લુહાણાને વાણીયા તરીકે ઓળખાવવાનો પ્રમાદ કરેલો છે, એ નવેસરથી જણાવવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી આ કારણથી આવા વિષયોમા પાશ્ચાત્ય પંડિતોના અભિપ્રાયને અકારણ મહત્વ આપવું, એ તો એક સાહસ જ કહી શકાય

ફેટલાકો એને રતન નામથી પણ ઓળખે છે. તે અને તેની પત્ની કેવળ નિઃસંતાન હતાં, એટલું જ નહિ, પણ એટલાં બધાં વૃદ્ધ થઈ ગયાં હતાં કે, તેમનાથી ભવિષ્યમાં સંતાનની આશા રાખી શકાય તેમ હતું જ નહિ. એ પુગર અથવા રતન તેની જ્ઞાતિનો અગ્રેસર ચાલક હોવાથી (કાજીના અત્યાચારોથી સંતપ્ત થઇને) તેણે જ્ઞાતિનું પંચ એકત્ર કર્યું અને તે સર્વને પોતાના પક્ષમાં લઇને તે નદીતીરે ગયો અને ત્યાં તે સર્વ જનોએ નિરાહાર તથા જાગરણ વેઠીને ૪૦ દિવસ પર્યન્ત વરૂણદેવની પ્રાર્થના કરી. ૪૦ દિવસ પછી જ્યારે તેમના હૃદયમાંથી વિજયની આશાનો સર્વથા લોપ થયો, તે વેળાયે અચાનક સિંધુનદમાંથી મનુષ્યનો ધ્વનિ સંભળાયો કેઃ 'તમારી સભાનું વિસર્જન કરો અને ગૃહે પધારો; કારણ કે, કાજીના અત્યાચારોનો અલ્પ કાળમાં જ અંત થવાનો છે, અને જે ધર્મનો તે આટલો બધો દ્વેષી થયેલો છે તે ધર્મનો પાયો દૃઢ થઈ જવાનો છે.' વાણીયા ચાલ્યા ગયા, પરતુ કેટલોક સમય જવા છતાં જ્યારે કાજીના વર્તનમાં કાંઇપણ પરિવર્તન થએલું ન દેખાયું એટલે તેઓ પાછા સિંધુતીરે આવ્યા અને યાચવા લાગ્યા કેઃ "આપ જે આશ્વાસન આપો છો તે અધિક સ્પષ્ટ થવું જોઇએ." એટલે તેમની એ યાચનાના ઉત્તરમાં માયાળુ હૃદયના વરૂણદેવે જણાવ્યું કે. "મારો એક બાળકદ્વારા આ વિષયની વ્યવસ્થા કરવાનો વિચાર છે કે જે બાળક પુગર વાણીયા અને તેની પત્નીથી ઉત્પન્ન થવાનો છે." વાણીયા પાછા આનંદથી પુલકિત થતા ઘેર ચાલ્યા ગયા. યોગ્ય સમયે પુગરના ગૃહમાં એક બાળકનો જન્મ થયો અને તેને મંગળ એવું ભદ્રદર્શક નામ આપવામાં આવ્યું. એ બાળકના શિક્ષણ તથા વ્યવસાયનું માત્ર એટલું જ વર્ણન આપવામાં આવ્યું છે કે, જે વેળાયે તે પાંચ વર્ષના વયનો થયો તે વેળાએ પાડોશના બીજા બાળકો સાથે તેનાં માતાપિતા તેને પણ કુકર-બાફેલી દાળ-વેચવા માટે આસપાસનાં ગામડાંમાં મોકલતાં હતાં. મંગળને એવી ટેવ હતી કે ઘેરથી નીકળ્યા પછી પોતાના સાથી અન્ય બાળકોથી છૂટો પડીને એક બીજા જ માર્ગે સિંધુતીરે ચાલ્યો જતો હતો અને ત્યાં એકલો બેસીને પોતાના સમયને સિંધુસાગરની પ્રાર્થનામાં વીતાડતો હતો. જ્યારે તેનો ઘેર જવાનો સમય થતો હતો, ત્યારે તે પોતાના કુકરને સિંધુના જળમાં નાખી દેતો હતો અને તેના બદલામાં સિંધુસાગર ધન, મધુ અથવા એવી જ અન્ય ઉત્તમ વસ્તુઓવડે તેનું કુકરપાત્ર ભરી આપીને તેને શાંત કરતો હતો. અંતે મંગળ જે ધન આદિ લાવતો હતો તે જોઇને તેનાં માતાપિતાના મનમાં એવો સશય આવવા લાગ્યો કે "આમાં કાંઇ પણ ગોટાળો દેખાય છે!" તેમના સર્વ અનુરોધિ બાળકના મુખથી એ રહસ્યને કઢાવવાના કાર્યમાં વિજયી થઇ શક્યા નહિ; કારણ કે, તે બાળક માત્ર એટલું જ બોલીને અટકી ગયો કેઃ "મેં જે કાંઈ મેળવ્યું છે અને હું જે કાંઈ મેળવું છું, તે સત્યના માર્ગેથી જ!" એક દિવસે પુગર વાણીયાએ એ બાળકની પાછળ પાછળ જવાનો અને તેના કાર્યક્રમને તપાસવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો. જ્યારે મંગળ સિંધુતીરે પહોંચ્યો અને તેણે પ્રાર્થનાની સમાપ્તિ કરી લીધી, એટલે પછી તે ધ્યાનમગ્ન થયો અને અને કુકરને જળમાં પધરાવી દીધું. એ ક્ષણે જ

જળના પ્રવાહમાંથી બે પુરુષો અચાનક બહાર નીકળી આવ્યા અને બાળકને તેના પિતાના દેખતા જ જળના પ્રવાહમાં ખેંચી ગયા પુષ્કર વાણીયાએ નિરાશાથી ચીસો કર્યો, પરતુ થોડી વારમા જ જ્યારે તેણે પોતાના પુત્રને તેના પાત્ર સહિત જળના પ્રવાહમાંથી પાછો આવેલો જોયો, તે વેળાએ તેના આનંદનો અવધિ થઈ ગયો. એ કાળમાં જ બનાવ એવો બન્યો કે, કાજીના વાણીયાને મુસલ્માન બનાવવા માટેના વધતા જતા અત્યાચારના પરિણામે સર્વ વાણીયાએ પુન એકવાર સિંધુતીરે જવાનો અને સહાયતા મેળવવાનો સર્વાનુમતિથી વિચાર કર્યો પુન. તેમની પ્રાર્થનાઓનો તેમને યોગ્ય ઉત્તર મળ્યુ અને તે જલવાણીનો આશય એવો હતો કે "મંગળ તમારો સમર્થ સરક્ષક હોવાથી હવે તમારે ચિંતા રાખવાનુ કાંઈ પણ પ્રયોજન નથી" અર્થાત્ તે બાળકે હિન્દુ ધર્મની રક્ષાના એ કાર્યના ભારને આનંદથી પોતાના શિરપર ઉપાડી લીધો અને હિન્દુઓને એટલુ જ કહ્યુ કે "જ્યારે પણ કોઈ હિન્દુપર કાજી અત્યાચાર કરવાને તૈયાર થાય, તે વેળાએ એ ઘટનાના સમાચાર મને તત્કાળ આપી દેજો" આ પછી થોડા જ દિવસમા તે કાજી નસરપુરમા આવ્યો અને ધર્માન્ધતાથી ઘેરાયેલા મનવડે ખુલ્લી રીતે તેણે તે સ્થાનના સર્વે હિન્દુઓને એક સાથે જ સુન્નત કરીને મુસલ્માન બનાવવાનો પોતાનો નિશ્ચય જણાવી દીધો, માત્ર એટલુ જ નહિ, પણ મંગળવિશે તેણે કેટલીક વિલક્ષણ કથાઓ સાંભળેલી હોવાથી પ્રથમ મંગળની સુન્નતથી જ પોતાના કાર્યને આરંભીને એક દૃષ્ટાંત બેસાડવાના વિચારપર તે આવી લાગ્યો અર્થાત્ પ્રથમ તો બાળક મંગળને બોલાવીને કાજીએ ઇસ્લામ ધર્મને સ્વીકારવાથી થતા લાભો તેમ જ અન્ય સર્વ ધર્મો કરતા ઇસ્લામ ધર્મની વર્ચસ્વતા કેવા પ્રકારની છે, ઇત્યાદિ વિષયોની સિદ્ધિમાટે દીર્ઘ ભાષણ આપવાનો આરંભ કર્યો, પરતુ તેના બાલ શ્રોતા મંગળે જણાવ્યુ કે "આપના આ પ્રમાણહીન કથનથી ઇસ્લામ ધર્મની મહત્તા વિશે મારો નિશ્ચય થઈ શકતો નથી અને તેથી મારી એવી ઇચ્છા છે કે, આ વિષયમા તાર્કિક વાદ થવો જોઇએ" કાજીએ મંગળની આ ઇચ્છાને સ્વીકારી લીધી આવા પ્રસગે સાધારણત જેવુ પરિણામ આવે છે, તદનુસાર ઉભય પક્ષમાના કોઈ પણ પક્ષે પોતાના સ્વીકારેલા વાદને ત્યાગ્યો નહિ આવી રીતે વિવાદનો અંત આવતો ન જોઇને મંગળે જણાવ્યુ કે 'ચાલો ત્યારે આ વાદનો આપણે સિંધુતીરે જઇને પુનરારંભ કરીએ, કારણ કે, અસત્યમાંથી સત્યને શોધીને ભિન્ન પાડવા માટે સિંધુતીર સમાન અન્ય કોઈ પણ યોગ્યતમ સ્થાન છેજ નહિ" જ્યારે તેઓ સર્વ નિયત સ્થાનમા આવી લાગ્યા એટલે તે હિન્દુ બાળકે કહ્યુ કે "આવા પ્રસગે મારી ચાદરને જળમા નાખીને તેના પર બેસવાની–એટલે કે, શતરંજી પ્રમાણે ચાદરનો પાણીમા ઉપયોગ કરવાની–મારી ટેવ છે, તેમજ મારો એવો અનુરોધ છે કે, કાજી સાહેબ, જો આપ પણ આવીને મારી આ ચાદરપર બેસી જાઓ, તો આ વિવાદનો એક નિમેષ માત્રમા જ અંત આવી જવાનો સભવ છે, કારણ કે, જે સત્ય ધર્મ હશે તે તરી નીકળશે અને અન્ય ધર્મ ડૂબી જશે!" કાજી પોતાના ઇમાનમા એક પૌત્તલિક પ્રમાણે દૃઢ હોવાથી તેણે મંગળના એ કથનનો તત્કાળ સ્વીકાર કરી લીધો, પરંતુ એટલી

શર્તે અવશ્ય કરી કે "હિન્દુની ચાદરને બદલે મારી ગળી-નીલ-વડે રગાયલી ચાદરનોજ ઉપયોગ થવો જોઇએ" જ્યારે એ ઉભય પ્રતિપક્ષીઓ જળપ્રવાહના મધ્યમા પહોંચ્યા, તે વેળાયે કાજી ડુબવાની અણીપર આવી લાગ્યો પાણીમા બે ત્રણ ડુબકીઓ ખાધા પછી તેની દૃઢતાનો અત થયો અને નિરુપાય થઇને તેણે તે બાળકને સહાયતામાટે બોલાવ્યો ઝંગણ સહાયતા આપવાને અનિચ્છુક ન હોવાથી તત્કાળ તેણે પોતાના પીડકને આજ્ઞા કરી કે "તમારી આગળીઓના ટેરવા આ ચાદરના છેડાપર મૂકો" કાજીએ તેમ કર્યું અને તેથી ચાદરમા તે સ્થળે પાચ દાગ પડી ગયા એ ચિહ્નથી ઝંગણે કાજીને પ્રતિજ્ઞા કરવાની ફરજ પાડી કે, તેણે હિન્દુઓપરના અત્યાચારોને એકદમ બધ કરી દેવા અને કાજીએ જ્યારે એ પ્રમાણેની પ્રતિજ્ઞા કરી એટલે પછી ઝંગણે તેને સહી સલામત લાવીને તીરપ્રાતમા મૂકી દીધો"

બર્ટન્ સાહેબનો ઉદેરા લાલ વિષયક આ લેખ અને તેનો અનુવાદ અહીં કેવળ એટલામાટે જ આપવામા આ યા છે કે, મારા જ્ઞાતિબન્ધુ અને મિત્રવર્ય ભાઈ ઉદ્ધવજી તુલસીદાસે પોતાના રચેલા 'લુહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ' નામક ગ્રથમા મારા પિતાશ્રીના 'શ્રી ચમરલાલ ચરિત્ર' નામક ગ્રથમા વર્ણવાયલી કથા તેમજ બર્ટન્ સાહેબના ઉદેરા વિષયક ઉપર્યુક્ત લેખની તુલના કરીને પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે "રા૦ વિસનજીની માન્યતા અને આ માન્યતામા સમયનો ફેર છે એક ઈ સ. ૧૦૦૭* તો એક ૧૬૫૮-૧૭૦૭ સુધી જણાવે છે એક મરખખાન બાદશાહનુ નામ આપે છે, બીજો અમુક કાજી સૈયદ જણાવે છે ઉદેરાના જીવન અને કર્તવ્ય ઉપરથી જણાય છે કે, બાદશાહ કરતા સૈયદ હોવાની વાત વધારે સુઘટિત છે સ્થળને માટે ઉદેરાનુ ઉદ્ભવસ્થાન ઉભય માન્યતાઓ પ્રમાણે નસરપુર છે રા વિસનજીએ પુગરને ઉદેરાનો સેવક માન્યો છે બર્ટન્ સાહેબ પુગર અને ઠક્કર રતન એક જ હોવાનુ સ્વીકારે છે રતન કે પુગર અને તેની સ્ત્રી વૃદ્ધ હતા અને હવે તેમને સતતિ થશે એવી જરા પણ આશા નહોતી " પૃષ્ઠ ૨૦૬ તેમજ એથી પૂર્વે પૃષ્ઠ ૨૦૦-૨૦૧ મા તેમણે એમ લખ્યુ છે કે "ઉપરોક્ત (ઠક્કુર વિસનજીકૃત) કથામા મુખ્ય બાબતો આવી ગઈ છે તથાપિ એકાદ બે અગત્યના મુદ્દા રહી ગયા છે બાદશાહે ઉદેરાને કેદ કરવાનો પ્રયત્ન કર્યો હતો પણ ઉદેરાની મહત્તા અમુક મુસલ્માન પીરને શાસ્ત્રાર્થ કરી તેમજ ચમત્કારો કરી હરાવવામા હતી શરત એમ થઈ કે, મુસલ્માન પીર અને ઉદેરો ચાદર (મુસલ્માનો એક રગીન વસ્ત્રનો ટુકડો કે ઉપવસ્ત્ર તરીકે ઉપયોગ કરે છે જેને સિન્ધમા ચાદર કહે છે) પર બેસી દરિયામા અધર તરવાનો પ્રયત્ન કરે, જે સત્ય હશે તે તરશે અને અસત્ય ડુબી જશે મુસલ્માન પીરે હિમત કરી તે બન્ને ચાદરપર બેઠા જરાક આગળ વધતા ચાદરના છેડા પાણીમા પલળ્યા

* અહીં ભાઈ ઉદ્ધવજીની એક ભૂલ થએલી છે, કારણ કે, મારા પિતાશ્રીએ શ્રી ઉદેરાની સ્થિતિ ઇ સ ૧૦૦૭ મા નહિ, કિન્તુ વિક્રમ સવત્ ૧૦૦૭ મા દર્શાવેલી છે એટલે ઇ સ ૯૫૧ નો સમય આવવો જોઇએ

અને પીર ભય પામવા લાગ્યો. તેણે પોકાર કર્યો અને ડૂબી જવાનો ભય બતાવ્યો. ઉદેરાલાલે પીરને બચાવી લીધો. હિન્દુઓ માને છે કે, ત્યારથી જ મુસલમાનો ચાદરના છેડામાં રંગનો ઝુમખો પૂરે છે. પીરે સોગન ખાધા અને હિન્દુઓને ન સતાવવા વચન આપ્યું. આપણા વડીલોમાં એ વાર્તા પ્રચલિત છે તેમ જ સિન્ધમાં પણ એ માન્યતા પ્રચલિત અને સુપ્રસિદ્ધ છે. બર્ટન સાહેબનો સિન્ધના લોકોનો લાંબા વખતનો અનુભવ હતો, તે પણ આ પ્રમાણે લખે છે. બર્ટન સાહેબે જણાવેલી વાત ઉપરની માન્યતા સાથે સરખાવતાં કેટલેક સ્થળે પિષ્ટપેષણ થાય છે; તથાપિ તે સિન્ધની લોકમાન્યતાનો પ્રતિધ્વનિ હોવાથી અમે તે અક્ષરશઃ ઉતારી લઇએ છીએ."* એ પછી મેમણોની ઉત્પત્તિ પ્રતિ દૃષ્ટિપાત કરીને ભાઈ ઉદ્ધવજીએ 'બૉમ્બે ગૅઝેટીઅર' નું પ્રમાણ આપીને લખ્યું છે કે: "ધર્મભ્રષ્ટ થએલા લોહાણાના સંબંધીઓએ આ સંકટના વખતમાં સહાય કરવા–પીરને દૂર કરવા–માટે દરિયા પીરની પ્રાર્થના કરવા તેમના ધર્મગુરુઓને બોલાવ્યા. સિંધુસાગર દેવે એમની પ્રાર્થના સાંભળી."† "યુસુફુદીન દરિયા માર્ગે ઇરાક તરફ ગયો. હિન્દનો ત્યાગ કર્યો પહેલાં પીરે પોતાના આશ્રિતોને આશિષ આપ્યા. એ આશિષથી મેમણો માને છે કે તેમની વ્યાપારમા ઉન્નતિ થવા પામી છે."‡ આ માન્યતામાં ઉદેરાલાલના જન્મનો ગૌણપણે સ્વીકાર થયો છે. લોહાણાઓએ દરિયાની સ્તુતિ કરી–એ સ્તુતિ કરનારા બ્રાહ્મણોનાં નામ પણ મેમણોની માન્યતામાં આપેલાં છે. 'લોહાણા ધર્મગુરુઓ જેમણે સિન્ધુની એ વખતે ઉપાસના કરી હતી તેમનાં નામ ટોકમલ, અધનમલ, નન્દમલ અને માલમલ છે.§ મેમણો જણાવે છે કે આ બ્રાહ્મણોની પ્રાર્થનાથી દરિયાપીર પ્રસન્ન થયા હતા અને સૈયદ યુસુફુદીનને

---

* અહીં ભાઇ ઉદ્ધવજીએ બર્ટન્ સાહેબના ઉપર આપેલા અંગ્રેજી લેખને ઉદ્ધૃત કરીને તેનો અનુવાદ પણ આપ્યો છે; પરંતુ તેમનો અનુવાદ અતિશય સંદિગ્ધ, સંક્ષિપ્ત તેમ જ કેટલેક સ્થળે વિપરીત અર્થને દર્શાવનારો હોવાથી મેં તે અંગ્રેજી લેખનો ઉપર અક્ષરશઃ નવીન અનુવાદ આપેલો છે એટલે અહીં ભાઈ ઉદ્ધવજીના અનુવાદને ઉદ્ધૃત કરવાની આવશ્યકતા રહેતી નથી.

† "The Hindu relatives of the converted Lohanas called on their spiritual guides to pray to Daryapir–the Indus spirit to remove the saint. Indus spirit heard their prayer..."

‡ "Yusauffudin returned by sea to Erak; before leaving he blessed his people a blessing to which the Memons trace their fruitfulness and their success in trade"
Bombay Gazetter Vol. IX, pp. 50-51.

§ "The Lohana priests who prayed to the Indus Tokmal, Adhanmal, Nandmal and Malmal."
Bombay Gazetteer, Vol. IX, p. p. 50-51.

સિન્ધ છાડી દરિયા માર્ગે ઇરાક જવું પડયુ હતુ ” ઇત્યાદિ. આ સર્વ પ્રમાણોના આધારે ભાઈ ઉદ્ધવજી એવા પ્રકારના નિશ્ચયપર આવ્યા છે કેઃ “ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તોપણ અત્રેમાં-મેમણોની માન્યતામાં તેમ જ રા વિસનજીકૃત કથામાં સ્થાન નગર ઠઠ્ઠા જણાવવામા આવે છે બાદશાહનું નામ એક મકરબખાન જણાવે છે તો અન્ય મરખખાન કહે છે એક જ હોય એમ માનવામાં જરાપણ સંશય નથી તારીખે મસૂતી પ્રમાણે નગર ઠઠ્ઠામાં રાય રાયધન, મકરબખાન કે મરખખાનના સમયમાં એક મુસલ્માન પીર હતો. ત્યારે એ પ્રમાણે પણ બર્ટન સાહેબને કાજી અને સુસુદ્દીન એક જ થવા જાય છે...............દરિયાલાલ ઈ સ ૧૦૦૭ મા નહિ પણ આશરે ૧૪૫૪ માં થયા છે. એમના પિતાનુ નામ પુગર કે રતન અને માતાનું નામ દેવકી હતુ પીર સુસુદ્દીને ૭૦૦ લોહાણા કુટુંબોને વટલાવીને મેમણ કર્યા તેથી લોહાણા પ્રજામાં ત્રાસ વર્ત્તી રહ્યો હોય, લોહાણા પ્રજાને અનિવાર્ય ચિન્તા થઈ હોય અને પોતાના ધર્મનુ અસ્તિત્વ ટકાવવામાટે ભયમા પડ્યા હોય એ સર્વથા સ્વાભાવિક છે. લોહાણાના ઉપાસ્ય દેવ વરૂણ ભગવાન્ છે અને ભગવતી સિન્ધુ ઉપર તપ કર્યું હોય તો તેમા પણ સશય નથી.” ભાઈ ઉદ્ધવજીના આ નિશ્ચ-યમાં કેટલેક અંશે ભ્રમની આપત્તિ થએલી છે અને તેટલામાટે તેમના એ ભ્રમના નિરાસના પ્રયત્નની આવશ્યકતા છે

બર્ટન્ સાહેબ ઉદેરા લાલને બાદશાહ આલમગીર અથવા ઔરંગજેબના સમકાલીન તરીકે જણાવે છે, એ તેમનુ વિધાન તો સર્વથા ભ્રમમૂલક જ છે અને તેમના એ ભ્રમનો ભાઈ ઉદ્ધવજીએ પણ સ્વીકાર કર્યો છે, એટલે એ વાઇને લખાવવાનુ કાઈ પણ કારણ નથી હવે બર્ટન્ સાહેબ જેને કાજી કહે છે તેને જ ભાઈ ઉદ્ધવજીએ બર્ટન્ સાહેબના લેખના અનુવાદમા **પીર** તથા **સૈયદ** આદિ બીજા નામો પણ આપેલા છે અને એ તેમની વળી બીજી ભૂલ છે, કારણ કે, કાજી, **પીર** અને **સૈયદ** એ ત્રણે શબ્દો ભિન્ન ભિન્ન અર્થ તથા ભિન્ન ભિન્ન પદવીને દર્શાવનારા છે અને તે ભેદ પર્શિયન્ તેમજ અરબી ભાષાના જ્ઞાનના અભાવે ભાઈ ઉદ્ધવજીના જાણવામા આવી શકયો નથી એટલે તેમણે કાજી શબ્દના પર્યાય તરીકે જ **પીર** અને **સૈયદ** શબ્દોને યોજી દીધા છે કાજી એટલે ન્યાયાધીશ, સૈયદ, એટલે હજરત **મહમદ** પયગબરના જમાતા તથા ઉત્તરાધિકારી હજરત અલી તથા પયગબર મહંમદ સાહબનાં પુત્રી શ્રીમતી ફાતિમા દ્વારા પયગબરના વશજો, તથા **પીર** એટલે વૃદ્ધ પુરુષ, સાધુ અથવા ધર્મમાર્ગદર્શક પૂજ્ય વ્યક્તિ એવા એ શબ્દોના ભિન્ન ભિન્ન અર્થ થાય છે જો કે કેટલીકવાર ઇસ્લામ ધર્મના માનનારા કાજીને પ્રાય પુરોહિત તરીકે અથવા ધર્મજ્ઞ તરીકે સ્વીકારે છે, પરન્તુ કાજીને પોતાના ધાર્મિક જ્ઞાનનો કેવળ ન્યાયના કાર્યમા જ ઉપયોગ કરવાનો હોય છે, ધાર્મિક વાદવિવાદના કાર્યમા કાજી ક્વચિત્ જ ભાગ લે છે વળી જ્યા બાદશાહ પોતે વિરાજતો હોય તે પ્રદેશમા એક સાધારણ કાજી બાદશાહની અનુમતિ વિના હિન્દુઓને બળાત્કારે ઇસ્લામ ધર્મમા લાવવા જેટલી ધૃષ્ટતા કરી શકે, એ સર્વથા અશકય છે, કારણ કે, કાજી

ગમે તેવો અને ગમે તેટલો સત્તાધીશ હોય, તોપણ તેની સત્તા સીમાબદ્ધ જ હોય છે, તે નિઃસીમ સત્તાનો સંચાલક હોતો નથી અર્થાત્ જો તેવા કોઈ કાજીએ સિન્ધુદેશમા તે સમયમા હિન્દુઓપર ધર્મના નામથી અત્યાચાર કર્યા હોય, તો તે અત્યાચાર બાદશાહની ઇચ્છા તથા આજ્ઞાથી જ થયેલો હોવો જોઇએ, એ નિર્વિવાદ છે મારા પિતાશ્રીએ જો કે એવા કોઈ કાજીને 'અમરલાલ ચરિત્ર'માં સ્થાન આપ્યુ નથી, પરન્તુ તેમા જે આહુા નામક વજીર છે, તે બાદશાહની આજ્ઞાથી એ કાજીનુ જ કાર્ય કરી બતાવે છે અને ઐતિહાસિક ઘટના પણ એમ જ બનેલી છે, કારણ કે, જેમ બર્ટન્ સાહેબ સિન્ધમા લાંબા સમય સુધી રહ્યા હતા તેમ જ પ્રમાણે હું પણ ઇ સ ૧૮૯૬ થી ઇ સ ૧૯૦૨ સુધી એટલે કે સાત વર્ષ સિન્ધમા અને તે પણ વળી દાદુ, સેહી, ખયરપુર, નાયોશા, શિકારપુર, સખ્ખર અને હયદરાબાદ જેવા સિન્ધના આતરિક ભાગોમા રહેલો છુ અને સારા નિવાસ વેળાએ આ વિષયની મેં અનેક ઠેકાણે તેમજ અન્યાન્ય જનો સાથે ચર્ચા ચલાવેલી છે, માત્ર એટલુ જ નહિ, પણ નસરપુરના દરિયા સ્થાન, જહેજામાના શ્રી લાલ સાંઇના પૂજારા તથા મુજાવર તેમ જ જિન્દપીરના પૂજારા તથા મુજાવર આદિને પૂછતા પણ આ જ કથા મારા સાભળવામા આવી છે મારા પિતાશ્રીએ પણ વાનપ્રસ્થ થયા પછીનો લગભગ પદર વર્ષનો કાળ સિન્ધમા જ વીતાવ્યો હતો અને હું પાછળથી તેમની પાસે જઇને વિદ્યાભ્યાસ કરતો હતો એટલે જો 'અમરલાલ ચરિત્ર'માની કોઈ ઘટના તેમને અસબદ્ધ કિંવા અનૈતિહાસિક જણાઈ હોત તો તેઓ અવશ્ય મને તેટલુ પરિવર્તન કરવાની સૂચના આપત જ, કારણ કે, આ ગ્રન્થની ગુર્જરભાષાતર સહિત દ્વિતીય આવૃત્તિ છપાવવાની તેમણે જ મને આજ્ઞા કરી હતી કાજી સાથેના વાદના પ્રસગને તથા ચાદરપર પાણીની સપાટીપર બેસીને તરવાના પ્રસગને ભાઈ ઉદ્ધવજી એટલા કારણથી જ મહત્વ આપે છે કે "ઉદેરાની મહત્તા અમુક મુસલ્માન પીરને શાસ્ત્રાર્થ કરી તેમ જ ચમત્કારો કરી હરાવવામા હતી," પરન્તુ બર્ટન્ સાહેબના લેખમા તે કાજી સાથે ઉદેરાએ શાસ્ત્રાર્થ કર્યાનો ઉલ્લેખ તો છે જ નહિ અને જે ચમત્કારનો ઉલ્લેખ છે, તેના કરતા તો 'શ્રી અમરલાલ ચરિત્ર'મા શ્રી ઉદેરાના અધિક ભયકારક તથા આશ્ચર્યકારક ચમત્કારો મરખશાહ તથા આહુા વજીરના સબધમા વર્ણવાયેલા છે, તો પછી એ ચમત્કારોને ચાદરના ચમત્કાર કરતા ન્યૂન માનવાનુ કારણ શું છે, તે સમજી શકાતુ નથી સિન્ધમા ચાદરવાળા ચમત્કારને કેટલાકો સ્વીકારે છે અને કેટલાકો નથી સ્વીકારતા, ખાસ કરીને મુસલ્માનો તો નથી જ સ્વીકારતા, પરન્તુ મરખશાહને બતાવેલા શ્રી ઉદેરાના ચમત્કારોને તો મુસલ્માનો પણ સ્વીકારે છે અને તેથી જ મારા પિતાશ્રીએ ચાદરવાળા ચમત્કારને બદલે એ ચમત્કારોને અધિક મહત્વ આપેલુ છે

અસ્તુ મરખશાહના સબધમા માત્ર એટલો જ સશય રહે છે કે, કેટલાકો તેને મકરબખાનના નામથી અને કેટલાકો મરખખાનના નામથી ઓળખે છે, પરંતુ સત્ય નામ મરખખાન અથવા મરખશાહ જ છે, કારણ કે, એ મરખશાહે સિન્ધમા પોતાના નામનું એક ગામ વસાવ્યું છે અને તે અદ્યાપિ મર

ખપુરના નામથી વિખ્યાત છે કે જેને, મરખશાહે હિન્દુઓપર અત્યાચાર કરેલા હોવાથી, હિન્દુઓ મારકપુર પણ કહે છે છતા મારુ એવુ અનુમાન છે કે, જેને લોકો મકરબખાન કહે છે તેનુ ખરુ નામ મુકર્રબખાન હતું અને તે બહુધા ઇ સ ૧૩ ૩ કે ૧૩ ૪ મા સાદતખાનનો પ્રપચથી વધ કરાવીને સિન્ધુદેશનો સ્વામી થયો હતો અને રાજ્યારોહણની વેળાયે મુસલમાન રાજ્યકર્તાઓના નિયમ પ્રમાણે પોતાનુ તેણે મિરાખશાહ એવુ નવીન નામ રાખ્યુ હતુ અને પાછીથી તે એ નવીન નામથીજ વિખ્યાત થયો હતો શ્રી ઉદેરા એ મરખશાહના સમયમાજ એટલે કે, ઇ સ ૧૩ ૩ થી ૧૪૦૦ સુધીના સમયમાજ થએલા હોવા જોઇએ અને તેથી ભાઈ ઉદ્ધવજીનુ શ્રી ઉદેરાના સમય વિશેનુ વિધાન લગભગ આ સાથે આવી મળે છે મારા પિતાશ્રીએ જે વેળાએ આ ગ્રન્થની રચના કરી હતી, તે સમયમા આજના જેટલા ઐતિહાસિક સાધનોનો અભાવ હોવાથી તેમણે સિંધી ભાષામા છપાયલી એક પદર વીસ પાનાની શ્રી ઉદેરાની જન્મસાખી (જન્મચરિત્ર) માના વર્ષ પ્રમાણેજ જો વર્ષનો ઉલ્લેખ કર્યો હોય, તો તે સ્વાભાવિકજ હતુ

હવે બર્ટન્ સાહેબે ઉદેરાને જિન્દપીરના વઝીર અથવા પ્રધાન તરીકે ઓળખાવ્યા છે, તે તેમનો અથવા તો તેમને શ્રી ઉદેરાની કથા સભળાવનારનો ચોખ્ખો ભ્રમ જ છે, કારણ કે, શ્રી ઉદેરો જિન્દપીરના વઝીર નથી, કિન્તુ જિન્દપીર એ શ્રી ઉદેરાનુ પોતાનુજ એક બીજું નામ છે* વળી તેમણે ઉદેરાનુ નામ સર્વત્ર મગળ આપેલુ છે, એ વાર્તા પણ મારુ આશ્ચર્ય રૂપ બને છે, કારણ કે, ઉદેરાનુ એ નામ સિન્ધમા ક્યાય પણ મારા સાભળવામા આવ્યુ નથી મરખ અરબી ભાષાના મિર્રીખ શબ્દનો અપભ્રશ છે અને અરબી ભાષામા મિર્રીખ શબ્દનો અર્થ મંગળ ગ્રહ થતો હોવાથી અને મરખશાહ મગળ ગ્રહ જેવો પીડક હોવાથી તે સમયના હિન્દુઓ કદાચિત્ મરખશાહને મગળ નામથી ઓળખતા હશે અને તે મગળ નામનો ભ્રમથી ઉદેરા લાલપર આરોપ કરી દેવાયો હશે, એવુ અનુમાન કરી શકાય છે વળી બર્ટન્ સાહેબ ઠકુર રતનરાય તથા પુગરને એકજ માને છે અને તેમા પણ પુગર નામને મુખ્ય માની લાલસાઇને તેમના પુત્ર તરીકે ઓળખાવે છે, એ વાત્તા સર્વથા નિરાધાર છે શ્રી ઉદેરા લાલના પિતાશ્રીનુ નામ ઠક્કર રતનરાયજ હતુ કારણ કે, સિન્ધી ભાષામા 'આની † પ્રત્યય પિતા આદિના અર્થને દર્શાવનારો છે અને

* "જિન્દ્રો S M An awatara of the river Indus, to whose Shrine near Hyderabad pilgrimages are made'

જિન્દપીર S M A title of the river Indus A shrine so called on an island in the river near Roree '

Captain George Stack s Sindhi English Dictionary p. p -[illegible] and 112

† જેમકે ગિદુઆણી તે ગિદુમલના પુત્ર અથવા વશજો અને ગુલરાજાણી તે ગુલરાજમલના પુત્ર અથવા વશજો ઇત્યાદિ એ પ્રમાણેની વ્યવસ્થા સર્વત્ર સમજી લેવાની છે અર્થાત્ રતનાણી એ તે રતનરાયના પુત્ર અથવા વશજ

સિંધમાં અદ્યાપિ જ્યારે પણ હુકુગે અથવા અન્ય રોગે શ્રી ઉદેરા લાલની પ્રાર્થના કરે છે, તે વેળાએ શ્રી ઉદેરાને તેઓ 'લાલ રતનાણી' કહીને જ સંબોધે છે, તથા પુરાતન સિંધી ભજનોમાં પણ શ્રી ઉદેરાને સ્પષ્ટતાથી રતનરાયના આત્મજ તરીકે જ ઓળખાવેલા છે ત્યારે પુગરની શી વ્યવસ્થા? કારણ કે, શ્રી ઉદેરાના પિતા જ્યારે રતનરાય જ સિદ્ધ થાય, તો પછી કાં તો પુગરનું અસ્તિત્વ જ નષ્ટ થવું જોઇએ અથવા તો પુગરની એક અન્ય વ્યક્તિ તરીકે સિદ્ધિ થવી જોઇએ પુગર નામની એક ભિન્ન વ્યક્તિ હતી તો ખરી જ અને તે રતનરાયથી ભિન્ન હોવાથી તેનું સવિસ્તર જીવન પ્રસ્તુત 'શ્રી અમરલાલ ચરિત'માં આપવામાં આવ્યું છે એ પુગર સંતનો જુઠ્ઠા નામક પુત્ર થયો હતો અને તેના વંશજો અદ્યાપિ જુઠ્ઠાઈ ઠક્કુરના નામથી સર્વત્ર વિખ્યાત છે, માત્ર એટલું જ નહિ, પણ એ પુગર સંતનું નિવાસાલય પણ અદ્યાપિ નસરપુરમાં વિદ્યમાન છે અને મેં પોતે તેને જોએલું છે શ્રી ઉદેરાની માતાનું નામ બર્ટન સાહેબે જણાવેલું નથી, પ્રસ્તુત ગ્રંથમાં દેવકીબાઈ નામ આપેલું છે અને બાઈ ઉદ્ધવજીએ તેનો સ્વીકાર કર્યો છે, એટલે એ વિષયમાં અધિક ઊહાપોહની આવશ્યકતા રહેતી નથી અર્થાત્ જો વિચાર પૂર્વક અવલોકન કરીએ છીએ, તો બર્ટન સાહેબે આપેલો શ્રી ઉદેરા લાલનો વૃત્તાંત આપણને સર્વથા અપૂર્ણ, પ્રમાદપૂર્ણ અને અવિશ્વસનીય જ જણાય છે અને તેથી તેનાપર આધાર રાખવો, એ પણ એક પ્રકારનો પ્રમાદ જ કહી શકાય

અત્યાર સુધી એક કે બીજા સ્વરૂપમાં શ્રી ઉદેરા લાલના જીવનની ઐતિહાસિકતાનો વિચાર કરવામાં આવ્યો પરન્તુ એ સાથે શ્રી ઉદેરાના જીવનમાં જે પૌરાણિકતાનો ભાવ રહેલો છે, તેનો પણ કેટલોક વિચાર આવશ્યક છે શ્રી ઉદેરા લાલના જીવનમાંની એ પૌરાણિકતાના કારણથી તેમ જ તેમના જીવનની ચમત્કારિકતાથી કેટલાક પાશ્ચાત્ય પંડિતો ઉદેરા લાલને એક ઐતિહાસિક વ્યક્તિ તરીકે સ્વીકારતા અચકાય છે, એટલે કે, તેઓ તો શ્રી ઉદેરા લાલને એક કાલ્પનિક વ્યક્તિ માનીને એમ જ જણાવે છે કે, આ એક રૂપક છે અને સિંધુ સાગરને ઉદેરા લાલનું એક કાલ્પનિક નામ જ આપવામાં આવ્યું છે કેટલાક પાશ્ચાત્ય પંડિતો જ્યારે ભગવાન્ શ્રી રામચન્દ્ર, શ્રી કૃષ્ણ ભગવાન્ તેમ જ શ્રી બુદ્ધ ભગવાનને પણ કાલ્પનિક વ્યક્તિ તરીકે તથા રામાયણ, મહાભારત તથા બૌદ્ધ ગ્રંથોને કેવળ રૂપક તરીકે સિદ્ધ કરવાના પ્રચંડ પ્રયત્નો કરી રહ્યા છે, તો પછી તેઓ લુહાણા જાતિના ઇષ્ટ દેવ ઉદેરાલાલ અથવા દરિયાલાલને કાલ્પનિક વ્યક્તિ તરીકે પ્રદર્શિત કરે, એમાં આશ્ચર્ય જેવું શું હોય વારુ? પરન્તુ આશ્ચર્યનો વિષય માત્ર એટલો જ છે કે, અદ્ભુતતા અથવા ચમત્કૃતિનો જેટલો શ્રી રામચન્દ્ર, શ્રી કૃષ્ણ તથા બુદ્ધ અને શ્રી ઉદેરા સાથે સંબંધ છે, તેટલો જ તેમનો સંબંધ શ્રી જેજસ ક્રાઇસ્ટ સાથે પણ છે, છતાં તેઓ શ્રી જેજસ ક્રાઇસ્ટની ઐતિહાસિકતાને મુક્ત કંઠે સ્વીકારે છે જો પૌરાણિકતા કિંવા અદ્ભુતતાથી અમુક ઈશ્વરાવતાર કિંવા મહાપુરુષની ઐતિહાસિકતામાં બાધ આવતો હોય, તો તો શ્રી જેજસ ક્રાઇસ્ટ તેમ જ હજરત મહમ્મદ પયગમ્બર સાહેબની ઐતિહાસિ

કલામા પણ અવશ્ય બાધ આવવાનો જ, પરન્તુ વસ્તુસ્થિતિ એથી સર્વથા ભિન્ન છે કારણ કે—

"परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे" ॥

અર્થાત્ "સાધુઓના રક્ષણમાટે, દુષ્ટોના દમનમાટે અને ધર્મની સ્થાપના માટે હુ યુગ યુગમા અવતારને ધારુ છુ" એ શ્રીમદ્ ભગવદ્ગીતામાના ભગવદ્વાક્ય અનુસાર જ્યારે જ્યારે પણ આ સૃષ્ટિમાના કોઇપણ સ્થાનમા ખલ જનોના અત્યાચારનો ઉદ્ભવ થાય છે અને તે અત્યાચારથી નિર્દોષ જનો પીડાય છે, ત્યારે તે નિર્દોષ જનોના ઉદ્ધારમાટે પરમેશ્વર ગમે તે સ્વરૂપમા ત્યા વ્યક્ત થાય છે અર્થાત્ આવો એક નિયમ હોવાથી અને એ નિયમનો આ વિશ્વને અનેક વાર સાક્ષાત્કાર થયેલો હોવાથી જો તે સમયમા મુસલ્માનોના અત્યાચારમાથી હિન્દુઓના ઉદ્ધારમાટે શ્રી વરુણદેવે ઉદેરાલાલનો અવતાર ધર્યો હોય, તો તેમા આશ્ચર્ય જેવુ કાઇ પણ નથી આજના વૈજ્ઞાનિક કાળમા જ્યારે મેસ્મેરિઝમના કેટલાક અસાધારણ પ્રયોગોદ્વારા અનેક અદ્ભુત ચમત્કૃતિઓ કરી શકાય છે તેમ જ હિપ્નોટિઝમના પ્રયોગથી અમુક ઇચ્છિત વ્યક્તિની મૂર્તિનુ દર્શન થઇ શકે છે, તો લુહાણાઓની શ્રદ્ધા, તપશ્ચર્યા અને એકાગ્રતાના બળથી જો તેમને વરુણદેવની પ્રતિમાનો સાક્ષાત્કાર થયો હોય અથવા તો શ્રદ્ધાના બળનો અમુક એક ઓજસ્વી પુરુષમા આવિર્ભાવ થયો હોય તો તે લેશ માત્ર પણ અસ્વાભાવિક તો નથી જ

સિન્ધુ દેશમા શ્રી અમરલાલ અથવા શ્રી ઉદેરાલાલનો પ્રભાવ અતુલ છે તેમનો જન્મ ચૈત્ર માસની શુક્લ દ્વિતીયાને દિવસે થયેલો હોવાથી પ્રત્યેક માસની શુક્લ દ્વિતીયાને દિવસે ચન્દ્રોદયસમય શ્રી ઉદેરાના મુખ્ય સ્થાન જહેજામા યાત્રા થાય છે અને સેવકો ત્યા સારી સખ્યામા આવે છે તથા ચૈત્ર માસની શુક્લ દ્વિતીયાને દિવસે જહેજામા એવો તો પ્રચડ મેળો થાય છે કે તે વેળાએ ત્યા લગભગ દોઢથી બે લાખ યાત્રાળુઓની સખ્યા એકત્ર થઈ જાય છે તેમના જન્મસ્થાન નસરપુરમા પણ એ દિવસોએ ઉત્સવ થાય છે અને ત્યા પણ ભાવિકો સારી સખ્યામા જાય છે વળી શ્રી ઉદેરાલાલનો જન્મ શુક્રવારને દિવસે થયેલો હોવાથી સિન્ધુ દેશના બહુધા સમસ્ત હિન્દુઓ શુક્રવારને એક અત્યત પવિત્ર દિવસ માને છે અને તે દિવસે તેઓ માસ તથા મત્સ્ય આદિનો આહાર કરતા નથી અને સિન્ધુસાગરની પૂજા તથા દરિયાસ્થાનમા જ્યોતિના દર્શન કરે છે જેવી રીતે સત્યનારાયણદેવનો પ્રસાદ દૂધિયો શીરો છે અને ગુરુશ્રી નાનકનો પ્રસાદ તે કડાહપ્રસાદ છે, તેજ પ્રમાણે ઉદેરાલાલનો પ્રસાદ મીઠો ભાત છે એટલે કે ઉપર્યુક્ત ઉત્સવોને દિવસે ઉપર્યુક્ત સ્થાનોમા મોટી દેગો ચઢાવવામા આવે છે અને મીઠો ભાત સર્વને મુક્ત હસ્તે વ્હેંચવામા આવે છે કોઈ લાલ સાઇની માનતા માને છે, ત્યારે પણ મીઠો ભાતજ કરવામા આવે છે

અસ્તુ હવે હુ આ 'શ્રી અમરલાલ ચરિત્ર' ગ્રન્થના કર્તા મારા પિતા

શ્રીનો કિંચિત્ પરિચય આપીશ મારા પિતાશ્રીનો, શ્રી કચ્છ નખત્રાણાના ધનાઢ્ય, વીર અને દાનવીર વિદ્વાન્ લુહાણા ગૃહસ્થ શા ચતુર્ભુજ હંસરાજના ગૃહમાં, વિક્રમ સંવત્ ૧૯૦૧ માં જન્મ થયો હતો. મારા પિતામહના નખત્રાણાની આસપાસમાં બંધાવેલા વાવ, કૂવા તથા ધર્મશાળા આદિ અદ્યાપિ વિદ્યમાન છે અને તે 'ચતુર્ભુજની વાવ' તથા 'ચતુર્ભુજની ધર્મશાળા' આદિ નામોથી અદ્યાપિ ઓળખાય છે. મારા પિતાના જન્મ પછી મારા પિતામહના ગૃહમાં અન્ય પણ એક પુત્ર તથા એક પુત્રીની વૃદ્ધિ થઈ હતી, પરંતુ એ સર્વ બાળકો બાલ્યાવસ્થામાં જ હતા—મારા પિતાની અવસ્થા આઠેક વર્ષની હતી—તેવામાં મારા પિતામહ સ્વર્ગવાસી થયા અને કેટલાક સંબંધીઓ પૈસો ખાઈ ગયા. એટલે ત્રણે બાળકોને લઈને મારા પિતામહી મુંબઈ આવ્યાં. ત્યાં મારા પિતા નોકરી પણ કરતા હતા અને રાત્રિની વેળાએ એક બે સાધુઓ પાસે જઈને સંસ્કૃત તથા હિન્દી ભાષાનો અભ્યાસ પણ કરતા હતા. ધીમે ધીમે શેઠિયાની કૃપા અને પ્રીતિ તથા પોતાના બુદ્ધિબળના પરિણામે તેમની આર્થિક સ્થિતિ સુધરવા માંડી, તેમનું સગપણ તો બાલ્યાવસ્થામાં જ થયું હતું, એટલે તેઓ પરણ્યા અને ત્યાર પછી ભાઈ તથા બહેનને પણ પરણાવ્યાં. વધતાં વધતાં તેઓ રૂના એક સારા વ્યાપારી થયા અને લાખોનો વ્યાપાર કરવા લાગ્યા, બેએક લાખ રૂપિયા કમાયા, પણ અચાનક કરાંચીથી મગાવેલા રૂના ત્રણ વહાણ ડૂબી જવાથી તેટલી જ ખોટ મૂકવી પડી અને તેઓ પાછા પૂર્વ સ્થિતિમાં આવી ગયા. એ પછી મુંબઈમાં ભાગ તથા ગાંજાનો ઈજારો તેમણે રાખ્યો અને તેમાં સારો લાભ મળવાથી અમદાવાદ તથા ધોળકા જિલ્લાના અફીણનો ઇજારો રાખ્યો કે જે છ વર્ષ સુધી તેમના હાથમાં હતો. પ્રથમવારના ત્રણ વર્ષના ઇજારામાં સારી કમાણી થઈ અને અમદાવાદમાં ઘોડા ગાડી તથા બંગલા વાડી આદિ થવા સાથે તેમની લક્ષાધીશોમાં ગણના થવા લાગી, પરંતુ બીજીવારના ત્રણ વર્ષના ઇજારાની મુદત પૂરી થતાં સુધીમાં જેમને મારા પિતાશ્રીએ કંગાલમાંથી પાંચ પચાસ હજારના માલિક બનાવ્યા હતા તેવા એ કૃતઘ્ન ભાગી દારોના કેટલાક પ્રપંચોથી અને ખોટી દાનતથી પૈસાનો ખાડો થવા માંડ્યો અને તેમાંના એક ભાગીદારપર મારા પિતાએ કોર્ટમાં દાવો કર્યો. તેમાં હજારોની હોળી થઈ ગઈ અને છેવટે તે કૃતઘ્ન પ્રતિવાદી અમદાવાદની કોર્ટમાં જુબાની આપતાં આપતાં જ રામશરણ થઇ ગયો. પોતાના માતુશ્રીનો, ન્હાના બહેન તથા ભાઇનો તેમજ ભાઈના દશ વર્ષના વયના પુત્રનો અને પોતાના પ્રથમ પત્નીનો (મારા માતુશ્રી તે મારા પિતાશ્રીના દ્વિતીય પત્ની હતા) એ પૂર્વે જ દેહાંત થએલો હોવાથી અને પ્રથમથી જ તેમની વૃત્તિ કાંઈક વૈરાગ્યશીલ હોવાથી કોર્ટમાંની આ ઘટનાએ તેમના હૃદયમાં પૂર્ણ વૈરાગ્યવૃત્તિને જગાડી દીધી અને તેના પરિણામે તે પ્રતિવાદીપર થએલી રૂપિયા ૪૦ હજારની ડિક્રી—કે જે ડિક્રી બજાવીને નાણાં વસૂલ કરી શકાય તેમ હતું—ને કોર્ટમાંજ ફાડીને તેઓ કોર્ટમાંથી બહાર નીકળી ગયા, બીજે જ દિવસે અમદાવાદમાંની સ્થાવર સંપત્તિને વેચી નાખવાની વ્યવસ્થા કરી દીધી અને અલ્પ કાળમાં જ કુટુંબ સહિત મુંબઈ ચાલ્યા આવ્યા. ત્યાં જે મઈ રોકડ નાણું હતું તે મારા માતુશ્રીને સોંપીને તેઓ સિંધમાં

ચાલ્યા ગયા અને ત્યા વાનપ્રસ્થ આશ્રમમા રહેવા લાગ્યા આ બનાવ ઇ સ ૧૮૮૮ મા બન્યો અને તે વેળાએ મારી અવસ્થા સાત કે આઠ વર્ષની લગભગમાં હતી પિતાશ્રીની ગેરહાજરી અને માતાના અતિ પ્રેમના પરિણામે (કારણ કે, તેમનો હુ એક જ પુત્ર હતો) મેં વિશેષ વિદ્યાભ્યાસ કર્યો નહિ અને ગુજરાતી ત્રણ ચોપડી જેટલો ગોકળદાસ તેજપાળ સેમીનરીમા અભ્યાસ કરીને હુ વ્યાપારી લાઇનમા જોડાયો અને તેર વર્ષના વયથી સોળ વર્ષના વય પર્યન્તમા એ જ લાઇનમા રહ્યો ત્યાર પછી મારા પિતાએ મને સિંધમા ઈ સ ૧૮૯૬ મા બોલાવ્યો અને ત્યા તેમણે મને ગૃહમા જ સસ્કૃત તથા અગ્રેજી આદિ ભાષાનો પોતે સારો અભ્યાસ કરાવ્યો કારણ કે, તેઓ સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી, મરાઠી, સિંધી, માગધી અને કચ્છી ભાષાના એવા તો ઉત્તમ જ્ઞાતા તથા વિદ્વાન્ છે કે તેમની બરાબરીના ઘણા થોડા વિદ્વાનો મળી શકશે ઈ સ ૧૯૦૨ મા સિંધમાથી અમો હરિદ્વાર ગયા, ત્યા તેમણે સન્યસ્ત દીક્ષા લીધી અને અત્યારે તેઓ શ્રી જગન્નાથપુરીના સમુદ્રતટમાનમાના એક એકાન્ત આશ્રમમા એક વિરક્ત અને બ્રહ્મનિષ્ઠ આદર્શ સન્યાસી તરીકેનુ જીવન ગ્રન્થાધ્યયન અને ગ્રન્થ લેખન તથા યોગસાધનામા વીતાડે છે ૭૩ વર્ષનુ વય થવા છતા અદ્યાપિ તેમનુ આરોગ્ય મદ થયુ નથી એક પણ દાત પડ્યો નથી, દૃષ્ટિમા મદતા આવી નથી અને ઓજસ્વિતા તથા તેજસ્વિતામા વૃદ્ધિ જ થતી જાય છે

તેમના પૂર્વ જીવનથી એ તો સ્પષ્ટ છે કે, ગ્રન્થલેખન એ કાઈ તેમનો વ્યવસાય ન હોતો, પરંતુ જ્યારે પણ વ્યાપારની પ્રવૃત્તિથી તેઓ કટાળતા હતા ત્યારે પોતાની પ્રાપ્ત કરેલી વિદ્યાની સાર્થકતા કરવામાટે અવકાશનો સમય તેઓ બહુધા આવા ગ્રન્થોની રચનામા જ વીતાવતા હતા મારા પિતાશ્રીએ આ 'અમરનાથ ચરિત્ર ઉપરાત 'શ્રી અષ્ટાવક્રગીતાનો હિંદી પદ્યાનુવાદ' તથા 'શ્રી ગુરુસ્તુતિ' એ બે ગ્રન્થો રચેલા છે અને તે બન્ને ગ્રન્થોની દ્વિતીય આવૃત્તિ અલ્પ કાળમા જ પ્રકટ કરવાનો મારો મનોભાવ છે તેમ જ જૈન ધર્મ ગ્રન્થોના સુપ્રસિદ્ધ પ્રકાશક સ્વ શાહ ભીમસિંહ માણેક મારા પિતાશ્રીના મિત્ર થતા હોવાથી તેમના આગ્રહને વશ થઈ તેમણે 'રામચરિત્ર,' 'પાડવચરિત્ર' અને 'નવતત્ત્વ પ્રકરણ, આદિ જૈન ગ્રન્થોના ગુર્જર અનુવાદો તેમને કરી આપ્યા હતા અને 'ઢુંઢક મતખડન' નામક એક નવીન નાટક પણ રચી આપ્યુ હતુ પરન્તુ એ સર્વ ગ્રન્થો જૈન ધર્મ વિષયક હોવાથી અને તેઓ જૈન ધર્મના અનુયાયી ન હોવાથી એ ગ્રન્થોપર અનુવાદક તરીકે તેમણે પોતાનું નામ આપ્યુ નથી. એ ઉપરાત અમ દાવાદમા હતા તે વેળાએ સ્વ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સાથે તેમનો બહુ જ સારો મૈત્રીસબધ હોવાથી ઇ સ ૧૮૮૦ થી ૧૮૮૬ સુધીમા કેટલીકવાર તેમણે 'બુદ્ધિ પ્રકાશ'મા કેટલીક કવિતાઓ પણ લખી હતી અને તે કવિતાઓ સારી પ્રશસાને પ્રાપ્ત થઈ હતી ગુજરાતી ભાષામા તેમણે 'રાવળ અને એમાર અથવા ૬૨૭ શાકની હત' નામક એક ઉત્તમ ઐતિહાસિક નવલકથા લખેલી છે કે જે અદ્યાપિ છપાયેલી ન હોવાથી એકાદ વર્ષે પણ 'ગુજરાતી'ની ભેટ તરીકે આપવાનો મારો તેમ જ 'ગુજરાતી' પ્રેસના માલિકોનો વિચાર છે

પોતાની સારી સ્થિતિના સમયમાં તેમની ઉદારતાનો તેમના અનેક આશ્રિતોને લાભ મળેલ છે અને તે સમયના કેટલાક સાર્વજનિક દાનના કામમાં પણ તેમણે સારી સારી રકમો ભરી છે, પરંતુ એ દાન તેમણે ગુપ્ત નામોથી જ આપેલ છે, કારણ કે, આત્મશ્લાઘાના તેઓ સદા વિરોધી છે અને તેથી જ મુંબઈના મુદ્રાલય હરિપ્રકાશને બધાવતી વેળાએ પોતે નામની પરવા જ કરી રકમ આપી હતી આ ગ્રંથની પ્રસ્તાવનામાં તેમણે પોતાના નામનો કિંચિન્માત્ર પણ ઉલ્લેખ ન કરવા તેનું વર્ણ શ્રેય સ્વ. શેઠ ખાગડ સ્વરૂજીને જ આપ્યું છે ઈ. સ. ૧૮૮૭માં મુંબઈના હરિપ્રકાશની આવકનો હિસાબ તેમણે રાખ્યો હતો અને તે જોવામાં હિસાબમાં જણાયો હોવાથી પત્ર જ ખબરદાર થયો હતો, પણ ત્યાર પછી તરત જ તેઓ વાનપ્રસ્થ થવાથી એ વાત વીસરી જવી જ આવી ગઈ હતી હજી પણ હરિપ્રકાશના હિસાબનો ચોપડો તેવો ને તેવો છપાતો નથી અને તે કઈ મુદતમાં જ્ઞાતિના વર્તમાન અગ્રેસર (મારે શોભાવ) કે ધરતા નથી, એ ખાસ કરીને તેમણે ધ્યાનમાં રાખવાનું છે

આ ગ્રંથ પ્રથમ રા. રા. નારાયણ રામચંદ્ર સોહનીના 'જગદીશ્વર' નામક શિલા મુદ્રાયંત્રમાં છપાતો હતો અને તેમાં શ્રી ઉદેરા લાલ તથા જદ અને જીનુ એક શિલામુદ્રિત ચિત્ર આપવામાં આવ્યું હતું કે જેની પ્રતિકૃતિ આ દ્વિતીય આવૃત્તિમાં આપવામાં આવી છે અને તે ઉપરાંત શ્રી લાલસાંઈનું એક તથા મચ્છારાણી જિન્દપીરનું એક મળી બીજાં પણ બે સુંદર ચિત્રો આપવામાં આવ્યાં છે અને તે ઉપરાંત ગ્રંથકાર શ્રીમાન્ વિમનજી ચતુર્ભુજ ઠક્કરનો તેઓ સિંધમાં વાનપ્રસ્થ તરીકે વસતા હતા તે સમયનો ફોટો ગ્રંથના આરંભમાં આપવામાં આવ્યો છે અને તે તેમની યોગ્યતાનો 'આકૃતિર્ગુણાન્ કથયતિ' એ નિયમ અનુસાર વાચ્ય સાક્ષાત્કાર કરાવી શકે તેમ છે પ્રથમ આવૃત્તિમાં કેવળ હિંદી ગ્રંથ જ અપાયો હતો, પરંતુ આપણી જ્ઞાતિના ઘણાક લોકો હિંદી કાવ્યને સમજવાની શક્તિ ન ધરાવતા હોવાથી આ ગ્રંથની સાથે અંતમાં તેનો ગુર્જર ગદ્ય અનુવાદ પણ આપવામાં આવ્યો છે, એટલું જ નહિ, પણ તે અનુવાદમાં અમુક વિષયના વિશેષ સ્પષ્ટીકરણમાટે અનેક સ્થળે વિસ્તૃત ટિપ્પણ પણ આપ્યાં છે અને આશા છે કે, પાઠકોને તે અવશ્ય ઉપયોગી જણાશે જ મારા પિતાશ્રીએ પ્રથમ આવૃત્તિ સ્વર્ગવાસી શેઠ હંસરાજ કરમસી, તત્પુત્ર ચિરંજીવી શેઠ રણછોડદાસ હંસરાજ અને તન્મિત્ર વિદ્યમાન (અત્યારે સ્વર્ગવાસી) શેઠ ખાગડ સ્વરૂજીને અર્પણ કરી હતી અને તેમાં સ્વર્ગીય શેઠ હંસરાજ કરમસી સાથે એક વાર જ્ઞાતિસુધારણા વિશે તેમના થએલા પ્રશ્નોત્તર રૂપ સંભાષણનો પણ સમાવેશ કર્યો હતો સ્વર્ગીય શેઠ હંસરાજ કરમસી તથા સ્વ. શેઠ ખાગડ સ્વરૂજી લુહાણા જ્ઞાતિના ખરેખર અતિશય યોગ્યતાવાન્ અને પરમ પ્રતિષ્ઠિત સત્યનિષ્ઠ સરદાર અગ્રેસરો હતા અને તેથી તેમની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી જ છે, પરંતુ શેઠ હંસરાજ કરમસીના સ્વર્ગવાસ પછી તેમના પુત્રમાટે મારા પિતાશ્રીએ જે 'યદ્યપિ શેઠ રણછોડદાસનું વય ન્હાનું છે તેથી તેમને વિશે કોઈ કામને ઉત્તેજનાદિ દેવાનું સમજે નહિ તથાપિ એમના ચિહ્નો જોતાં આગળ જતાં પો

તાના પિતાથી પણ અધિક ઉદારતાવાળા થવાનો સંભવ છે. તેથી તથા એમના દ્વિતીય શેઠ ખગાર રવજીએ પ્રથમ એમનું નામ અને પછી પોતાનું નામ નાખવાનું કહ્યું તેથી એ બન્નેને આ ગ્રન્થ અર્પણ કરવો યોગ્ય છે" એવા ઉદ્ગારો શેઠ રણછોડદાસ વિષે કાઢ્યા હતા, તે દુર્ભાગ્યવશાત્ સત્ય નીવડ્યા ન હોતા શેઠ રણછોડદાસ વિદ્યાવિલાસી અને ન્યાયપરાયણ જ્ઞાત્યમેસર થવાને બદલે એક વિલાસી પુરુષ થયા હતા અને તારુણ્યના વસંતકાળમાં જ તેમના જીવન સૂર્યનો અસ્ત થઈ ગયો હતો તેમની પણ કાંઈ સંતતિ ન હોવાથી માત સ્મરણીય શેઠ હંસરાજ કરમસી જેવા મહાપુરુષના વંશનો અંત થઈ ગયો છે અને તેથી જો કોઈ પણ કચ્છી લુહાણાના અંતઃકરણમાં શોકનો અસહ્ય આઘાત થાય તો તે સ્વાભાવિક જ છે અર્થાત્ આવાં કેટલાંક કારણોથી તે અર્પણપત્રિકાને કાઢી નાખવામાં આવી છે અને જ્ઞાતિબંધારણ વિષયક સભાપ્રણગ્રન્થના અંતમાં પરિશિષ્ટ તરીકે આપવામાં આવ્યું છે, કારણ કે, તે એક અતિશય ઉપયોગી વિષય છે

અસ્તુ જે પરમાત્માની કૃપાદૃષ્ટિથી 'શ્રી અમરલાલ ચરિત્ર'ની આ દ્વિતીય આવૃત્તિના પ્રકાશનના કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થઈ છે તે પરમાત્માનો કૃતજ્ઞતા પૂર્વક આભાર માનીને હું મારા આ લંબાયલા ઉપોદ્ઘાતની અહીં જ પરિસમાપ્તિ કરું છું

| | |
|---|---|
| સુદામાપુરી (પોરબંદર)<br>વિક્રમાબ્દ ૧૯૭૩, આષાઢ,<br>શુક્લ દ્વિતીયા, ગુરુવાર,<br>તા૦ ૨૧ મી જૂન ૧૯૧૭ | ભવદીય કૃપાકાંક્ષી<br>ઠક્કુર નારાયણ વિસનજી |

## प्रस्तावना

(प्रथम आवृत्तिकी)

??ह्माणके अर्थ मनुष्यमात्रकूं उत्तम देवकी भक्ति अवश्य कर्तव्य है; यह सिद्धान्त है, परन्तु पहिलें जिस भक्ति करनें योग्य देवका ज्ञान अवश्य होना चाहिये. देव शब्द अनेक अर्थका वाचक है. जैसे की अद्वैतकी अपेक्षासें सर्व वेद सिद्धान्त करि अगट व्यापक स्वप्रकाश परात्पर जो ब्रह्म है सो देव कहावे है, औ द्वैतकी अपेक्षा करि जगत्की उत्पत्ति स्थिति औ लयके अर्थमें ब्रह्मा विष्णु औ शिव यह तीन देव कहावे है. लोकनकी अपेक्षासें स्वर्गलोकवासी इंद्रादिक देव कहावे हैं. धर्मनकी अपेक्षासें तत्तद्धर्माधिष्ठाता देव कहावे हैं. जैसे रामानुजीऔंका राम देव, वल्लभीऔंका कृष्ण देव, शैवोंका शिव देव, देवी भक्तोंका देवी देव, बौद्धोंका बुद्ध देव, औ जैनिओंका जिन देव है. ऐसे औरभी अनेक धर्मनके अधिष्ठाता अनेक देव जानि लेने ग्रामादिकनकी अपेक्षासें प्रत्येक तिसतिस ग्रामकी देवता देव कहावे हैं तैसे वर्ण अथवा ज्ञातिकी अपेक्षासें प्रत्येक तिस तिस वर्ण अथवा ज्ञातिके पूर्वज वृद्धो करि सर्वोत्कृष्ट हेतुयुक्त मान्य किया हुवा अधिष्ठाता विशेष सो देव कहावे है, याकूंही कुलदेव कहे हैं. जैसे वरुण जो जलका अधिष्ठाता औ पश्चिम दिग्पाल है सोही सर्व सूर्यवंशीय तथा चन्द्रवंशीय आदिक क्षत्रियनकूं मान्य है, तातें सोहि तिनका कुलदेव है. तिनमें भी सूर्यवंशीयोंकूं अत्यंत मान्य है, काहेतें इस कलियुगके विषे यवन लोकोंने सिंधु देशमें जब हिंदुऔंपर जुल्म किया था तब तिनकी प्रार्थना करि वरुण देवने सूर्यकुलमें रत्नरायके गृहकेविषे श्रीउदेरा नामक जन्म धरिके तिन सब आर्यनका संकट दूर किया था, यह बात सर्वत्र प्रसिद्ध है औ सो अवतार धारण करिके जैसे राम कृष्णादिक अवतारी पुरुषोनें अद्भुत कृत्य किये हैं, तैसे श्री उदेरानेभी अनेक लीला चरित्र किये हैं, ये सब श्रवण कियेतें सर्व ईश्वरावतारनके चरित्रनतें इस अवतारके चरित्र विशेष चमत्कृतियुक्त भासेंगे. और सब अवतारी पुरुषोने अगनित दुष्ट जनोका प्राणांत करिके भूमिका भार हरण किया है, औ इसनें दोनूं पक्षनका मध्यस्थ होयके सर्व लोकनकूं समुदाय धर्मद्वेषकूं निकासिके दुःसह कलहका अंत किया है, इत्यादिक अनेक चमत्कारयुक्त कृत्य देखिके मुसल्मीन लोकोंने अपना पीर मान लिया औ हिंदु लोकोंने अपना देव मान लिया है औ तबसें ये दोनूं जाति बंदगी औ वंदना आदिक अनेक प्रकार करि पूजा

સત્તા હતી અને એ રાજા તથા પ્રજા ઉભયની મહત્તાને જાળવનારી રાજસત્તા અમિત કાળપર્યન્ત ટકી રહી હતી. ત્યાર પછી ત્યાં અસુરોનું આગમન થયું અને તેમણે આર્યજનોને પરાજિત કરી, સર્વત્ર પોતાના અધિકારનો વિસ્તાર કરી દીધો.

એ સિંધુ દેશમાં 'ઠઠ્ઠા'* નામક અતિ વિશાળ એક નગર હતું

---

નદના અને તેમાંથી કાઢેલી નહેરોના જળપર જ રહેલો હોય છે વરસાદ જળની અતિશયતા થવાથી કદાચિત્ કોઈ ભાગના લીલો દુકાળ થાય, પણ સૂકો દુકાળ તો નજ થાય સંવત ૧૯૫૬ (વિક્રમાર્ક ૧૯૫૬) ના જે દુષ્કાળની બાધા સમસ્ત આર્યાવર્તને થઈ હતી અને જે ભયંકર દુષ્કાળ 'છપ્પનિયા' ના નામથી ઓળખાય છે, તે દુષ્કાળના સમયમાં હું મારા વાનપ્રસ્થ પિતા સાથે સિન્ધુદેશના હૈદરાબાદ નામક નગરમાં હતો અને ત્યાં અમને દુષ્કાળની ગંધ છતાં પણ દેખાઈ ન હોતી કચ્છ, વાગડ, કાઠિયાવાડ અને મારવાડ આદિ દેશોમાંથી આવેલા દુષ્કાળપીડિત લગભગ બે થી ત્રણ લાખ મનુષ્યોને પાળવાનો ભાર સિન્ધુદેશના શિર પર આવી પડેલો છતાં ત્યાં અન્ન કે ઘૃત ઇત્યાદિના ભાવમાં જાણવા જેવો કશો પણ વધારો થયો ન હોતો બે થી ત્રણ લાખ દુષ્કાળપીડિતોનો ત્યાં નિર્વાહ તો થયો જ, પણ તે ઉપરાંત વર્ષ કે બે વર્ષ પછી જ્યારે તેઓ પાછા પોતાના દેશમાં જવા નીકળ્યા, ત્યારે સર્વજનો પોતપોતાના ઉદ્યોગના પ્રમાણમાં પચાસ, સો કે બસોની રકમ પણ સાથે લઈ જવાને શક્તિમાન્ થયા હતા આ ઘટના મેં મારી દૃષ્ટિથી જોયેલી છે અર્થાત્ એવા અન્નસમૃદ્ધિવાળા દેશને જો 'અન્નના અખૂટ ભંડાર' તરીકે ઓળખવામાં આવે, તો તેમાં અતિશયોક્તિ જેવું શું હોઈ શકે તેમ છે? સિન્ધુનદની કૃપાથી એ દેશ ધાન્યસમૃદ્ધિમાં અદ્વિતીય છે

* જે 'ઠઠ્ઠા' નગરનો અત્ર ઉલ્લેખ કરાયલો છે, તે નગર સિંધુના પશ્ચિમ તીરથી ત્રણ માઇલપર અને સિંધુની પૂર્વ શાખા વાગર, નદીના મુખ્ય પ્રવાહ અગાડીથી જૂદી પડે છે, તે સ્થાનથી ચાર માઇલપર આવેલું છે

કેટલાક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે પ્રાચીન 'નગર સમૈ' તે જ હાલનું 'નગર ઠઠ્ઠા' છે અને એની સ્થાપના વિશે ભાટ લોકો જે દંતકથા સંભળાવે છે તે વાચકોની જાણમાટે નીચે આપવામાં આવી છે જો કે એ વાર્તાને અર્વાચીન શોધકો શંકાશીલ દૃષ્ટિથી જ જુએ છે, છતાં એ વાર્તાને સત્ય માનનારા લોકો પણ અનેક છે –

"શ્રી આદ્ય નારાયણથી ત્રેપનમી પેઢીએ ચન્દ્રવંશના યાદવ કુળમાં શ્રીકૃષ્ણચન્દ્ર થયા, તેના પુત્ર અનિરુદ્ધને મિસરદેશ (ઇજિપ્ત)ના શોણિતપુરના રાજા બાણાસુરે પોતાની ઉષા (ઓખા) નામની કન્યા આપી અને તે જ સમયે તેના પ્રધાન કુભાંડની પુત્રી રામા શ્રીકૃષ્ણના પુત્ર સાંબ સાથે પરણી, અને તેનો ઉષ્ણીક નામક પુત્ર થયો બાણાસુર પુત્રહીન અવસ્થામાં મરી જતાં રાજ્ય કુભાંડને મળ્યું અને તેનું પણ તેમ જ થતાં તે રાજ્ય ઉષ્ણીકના હાથમાં

અને તેમા વિવિધ જાતિના ભાગ્યશાળી લોકો વસતા હતા. ત્યા મુસલમાનોએ પોતાની સત્તા સ્થાપી અને પોતાના નામની 'આણ' ફેરવી દીધી.

આવ્યુ એની કેટલીક પેઢીએ રાજા દેવેન્દ્ર થયો દેવેન્દ્રને ચાર પુત્રો હતા તે વિષે દુહો,

'પુત્ર થિયા દેવેન્દ્રના, શોભા ભાવર ચાર,
અસપત, ગજપત, નરપતી, ને ભૂપત ભૂપાર'

(આ દંતકથા કચ્છી ભાટો કહેતા હોવાથી આ દોહરો કચ્છી ભાષામા જ રચાયલો છે અને એનો અર્થ આ પ્રમાણે થાય છે, 'દેવેન્દ્રના માત્ર ચાર પુત્રો થયા તેમના નામો અનુક્રમે અસપત (અશ્વપતિ), ગજપત (ગજપતિ), નરપતિ અને ભૂપતિ (ભૂપતિ) છે અને તે સર્વ પછીથી ભૂપાળ થયા)

"એ સમયે નબી મહમદે પોતાનો ધર્મ ફેલાવવા માડ્યો હતો, એટલે તેના ભયથી એ ચારે ભાઇઓ ન્હાસીને ઓસમના ડુગરમા ગયા નબી સાહેબે પણ તેમની પાછળ જઈ મોટા અશ્વપતિ અથવા ઉગ્રસેનને પોતાનો ધર્મ કબૂલ કરાવી, બીજા ત્રણને મૂકી દીધા પાછળથી ગજપતિએ સૌરાષ્ટ્રમા રાજ્ય કર્યું અને તેના વશજો 'ચૂડાસમા' થયા બીજા ગજપતિએ ગજનીના ફીરોજશાહ બાદશાહને મારી ત્યા રાજ્ય કર્યું અને તે 'જામ' કહેવાયો ત્રીજા ભૂપતિએ મારવાડમા ભૂમિ દબાવી અને તેના વશજો 'ભટ્ટી' કહેવાય છે" કર્નલ વૉકર આ રાજપૂત શાખાઓની ઉત્પત્તિ વિશે એક જૂદી જ કથા આપે છે,–'યાદવા સ્થળીમાથી ચાર યાદવો ન્હાસી હિંગુલા માતાને શરણે ગયા માતાએ તેમના માના એકને પોતાના જાડા (મુખ)મા સતાડ્યો અને તે 'જાડેજો' કહેવાયો, બીજાને ચૂડામા સતાડ્યો તે 'ચૂડાસમો,' ત્રીજાને ચાકળા નીચે રાખ્યો તે 'ચકદો' અને ચોથાને ભઠ્ઠીમા સંઘર્યો તે 'ભટ્ટી' નામથી ઓળખાયો પાછળથી એ ચારેને માતાએ મોટા રાજ્યો આપ્યા

"નરપતના પુત્ર સમા પાસેથી ફીરોજશાહના દીકરા સુલ્તાનશાહે ગજની પાછુ લઈ લીધુ એટલે તેણે સિન્ધમા આવીને સત્તા ચલાવી અને તેના વશજો 'સમા' કહેવાયા તેની દશમી પેઢીએ લાખિયાર ભડ થયો અને તેણે **નગર** ગોહાણુ નામના એક મનુષ્યના ઉપદેશથી તેના તથા પોતાના કુળના નામને કાયમ રાખવામાટે એક નગર બાધી તેનું 'નગર સમૈ' નામ રાખ્યુ, કે જે હાલ 'નગર ઠઠ્ઠા'ના નામથી ઓળખાય છે" (કચ્છદેશનો ઇતિહાસ, પૃષ્ઠ ૫)

એ બનાવ ઇ સ ની આઠમી સદીમા બન્યો, પરતુ અન્ય કેટલાક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે 'ઠઠ્ઠા'ની ઉત્પત્તિ અન્ય પ્રકારે થયેલી જણાય છે પ્રખ્યાત વિદ્વાન્ અને ભૂગોળવેત્તા મુરરે કહે છે કે,–'સિન્ધના અધિકારી નિજામુદ્દીને નગર ઠઠ્ઠાની સ્થાપના ઇ સ ૧૪૯૫ મા કરી પૂર્વ સમા લોકોની રાજધાનીનુ નગર 'નગર સમૈ' ઠઠ્ઠાના વાયવ્ય કોણમા ત્રણ માઇલપર હતુ અને તે નીચલા સિન્ધનુ રાજનગર હતુ (હાલમા પણ 'ઠઠ્ઠા' નીચલા સિંધમા જ ગણાય છે)' અને તેના મત અનુસાર "નગર સમૈ"ની સ્થાપના દિલ્હીના બાદશાહ

પ્રસ્તુત કથાના કાળમાં ત્યાં મુસલમાન જાતિનો મરખશાહ નામક બાદ રાજ્ય કરતો હતો. તે અતિ ઉદ્ધત, અભિમાની, કપટભંડાર, કરુણા-

---

અલાઉદ્દીન ખિલજી (ઇ. સ ૧૨૯૫-૧૩૧૫)ના સમયમા થયેલી છે. કઠ્ઠાના નૈર્ઋત્ય કોણમા ચાર માઇલપર 'કલ્યાણકોટ' અથવા 'તનરખકોટ' નામક સ્થાન આવેલુ છે, તે તો અવશ્ય પુરાતન છેજ.

અનેક વિદ્વાનોના કથન પ્રમાણે કઠ્ઠાનું સ્થાન અર્વાચીન છે અને 'નગર સમૈ' તથા 'કલ્યાણકોટ' નું સ્થાન પ્રાચીન છે અને એ સ્થાન વ્યાપારમાટે પણ બહુ જ અનુકૂળ રહેલુ છે, પરંતુ ઉંટાનો ગિરોબિન્દુ નદીઓના ફેરફારથી બદલાતો રહે છે એટલામાટે નગરના સ્થાન અને તેની સાથે તેનના નામો પણ અનેક વાર બદલાયલા હોવાં જોઇએ અરબ ભૂગોલવેત્તાનું મનહાબરી અને પેરિપ્લસ ગ્રન્થમાના મિનાગરાનું સ્થાન કઠ્ઠા હોય, એમ કેટલાક પ્રમાણોથી સિદ્ધ થાય છે માંડ જાતિના લોકો નીચલા સિન્ધમાં ક્રિશ્ચિયન શકના આરંભ કાળથી જ વસે છે રશિદઉદ્દીન લખે છે કે,-'નોહાના પુત્ર હામના વંશજો મેડ અને જાટ તે સિન્ધના લોકોના મહાભારતથી પૂર્વના વડવાઓ હતા. મેર, મેડ, મંડ અને મિન્ડ એવી રીતે ચાર પ્રકારે એ નામ લખેલુ જોવામા આવે છે. બીજા ગ્રન્થકારોએ એને વળી મેગી અને મંડુઓની કરીને પણ લખ્યુ છે

એ માંડ લોકોના નામપરથી મિનાગર (મિનોનુ નગર) એવુ નામ પડ્યું, એમ કનિંગહામે કેટલાક પ્રમાણોથી સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે, અને ત્યા (કઠ્ઠામા) સિથિયન લોકોનો અધિકાર હતો, એમ પણ દર્શાવ્યુ છે. મિનાગરા ન્યા હતુ, એનો ગ્રીકોના ગ્રન્થોમા ઉલ્લેખ નથી. મિનનગર અને મનહાબરી (નડઆબરી) એક જ હોવાનો સિદ્ધાન્ત જો સત્ય હોય, તો તો ઇંડોસિથિયન લોકોની રાજધાનીનુ નગર 'મિનાનગરા' અવશ્ય કઠ્ઠા જ હોવુ જોઇએ, કારણ કે, એ બન્નેની સ્થિતિના વર્ણનો એક બીજા સાથે બહુ જ મળતા આવે છે

ઉપર્યુક્ત વર્ણનથી એ તો સ્પષ્ટ જણાઈ આવે છે કે, કઠ્ઠાનુ પૂર્વનામ 'નગર સમૈ' હોય, મિનનગર' હોય કે 'મનહાબરી' હોય, પણ 'કઠ્ઠા' નામ તો એ સ્થાનને પાછળથી જ મળેલુ હોવુ જોઇએ તો પણ ત્યા પૂર્વકાળમા આર્યોનો અધિકાર હતો, એ સિદ્ધાન્તને એથી કશો પણ બાધ આવી શકતો નથી પાછળથી અન્ય જાતિની સત્તા ત્યા જામી હશે હવે આપણે 'નગર કઠ્ઠા' એ નામ પડવાનુ કારણ અને તેની વ્યુત્પત્તિનો કાંઇક વિચાર કરીશુ

ઉંટાનો શિરોબિન્દુ સદા બદલાયા કરે છે, એ તો આપણે ઉપર વાંચી આવ્યા છીએ અને તેથી એ નગર ત્રણચાર શતક પૂર્વે સિન્ધુના તીરપ્રાન્તમા જ હોય તો તે વાર્તા સંભવનીય છે 'સ્વરનામકોષ' નામક એક પુસ્તકમાં 'નગર કઠ્ઠા'ને 'બંદર કહેલુ છે, તેથી પણ એ અનુમાનને પુષ્ટિ મળે છે. કિનારાને સંસ્કૃત ભાષામાં 'તટ' પણ કહેવામાં આવે છે અને સિન્ધીમા તેનો અપભ્રંશ 'ઠઠ' થયેલો છે. એ નગર તટપર હોવાથી સિન્ધી પ્રજાએ એને 'નગરતટ' નામથી ઓળખ્યું હશે અને ત્યાર પછી સમયના જવા સાથે 'ठट्टा' એવો તેનો અપભ્રંશ થયો હશે

ન, કુટિલ અને માનવદેહ ધારીને શાંતજનોને પીડનામાટે જાણે સાક્ષાત્ કાળ જ અવતર્યો હોયની! તેવા પ્રકારનો રાજ્યકર્ત્તા હતો તે મસ્તાન સરદાર નિરંતર મદરૂપ મદિરાથી ઉન્મત્ત રહેતો હતો, રાજનીતિની રીતિને લેશમાત્ર પણ જાણતો નહોતો, પોતાને મહાબળવાન માનતો હતો, કોઇના પણ ભયને હૃદયમા ધારતો ન હોતો અને કેવળ અત્યાચારને જ પોતાનો પરમ ધર્મ માની બેઠો હતો એના અધિકાર કાળમાં લોકોને 'ત્રાહિ ત્રાહિ' પોકારવાનો દુખદ પ્રસંગ આવી લાગ્યો હતો

એ મરખશાહનો આહા નામનો વજીર હતો અને તે પણ સર્વ પ્રકારે પોતાના સ્વામીના ગુણો પ્રમાણેના જ ગુણોને ધરાવનારો હતો, અર્થાત્ 'જેવાને તેવુ મળી રહે છે' એ કહેવતની એ શાહ તથા વજીરના સબંધમા અક્ષરે અક્ષર સાર્થકતા થયેલી જોવામા આવતી હતી

પણ એ શબ્દ સિંધી ભાષામા અપશબ્દ હોવાથી એમા સુધારો કરીને પાછળથી લોકોએ એનુ ઠઠા કિંવા 'ઠઠ્ઠા એવુ રૂપ બનાવ્યુ હશે અત્યારે એ નગરને 'નગર ઠઠ્ઠા અથવા તો 'ઠઠ્ઠાના ટુંક નામથી ઓળખવામા આવે છે ઇંગ્લિશ લિપિમા ઠઠ્ઠા શબ્દ Tatta Tattah અને Thattha એ પ્રમાણે ત્રણ રીતે લખવામા આવે છે અને તેથી પણ ઉપર્યુક્ત અનુમાનને પુષ્ટિ મળી શકે છે

જે કલ્યાણકોટનો ઉપર ઉલ્લેખ કરવામા આવ્યો છે, તે ઇંટોનો બાંધેલો એક મજબૂત કિલ્લો હતો, પણ અત્યારે તો તે ઘણી તૂટી હાલતમા ખંડીયેરના રૂપમા જ આપણા જોવામા આવી શકે છે એ કિલ્લાના નાશનો હેતુ એજ ફક્ત [illegible] મનાય છે એ કિલ્લાના બાંધવાના સમયના પુરાવો માત્ર એટલો જ મળી શકે છે કે, તોપોના શોધ થઈ [illegible] કિલ્લો બાંધવામા આવ્યો હતો અત્યારે તો એ પુરાતન દુર્ગ પોતાના ખંડીયેરોમા કેવળ કબૂતરાને આશ્રય આપનાર જ થઈ રહ્યો છે

ઠઠ્ઠાથી એક માઈલપર આવેલી મકલીની ટેકરીઓપર મુગલ બાદશાહોના સૂબેદારોની કેટલીક કબરો વિસ્તરેલી છે એમાની કેટલીક કબરો પીળા અને કેટલીક કબરો સફેદ સંગેમરમરના પત્થરની બનાવેલી છે એ ગુંબજોનાં કોતરકામ જોવાલાયક છે તેમજ તેમની ઉપર ચણાવેલા મંદિરો તથા તેમના ગુંબજો [illegible] વાર્તાલાપ કરતા હોયની તેવા ઉંચા અને ઉત્તમ કારીગરીવાળા બાંધવામા આવ્યા છે એ કારીગરી તે બધા દેશની શિલ્પકળાને અનુસરતું હોય, એમ સ્પષ્ટ જણાઈ આવે છે [illegible] અને મકબરા ઇ સ ૧૫૦૦થી ૧૬૫૦ સુધીના સમયમા ચણાયલા હોવાનુ ઇતિહાસવેત્તાઓ જણાવે છે [illegible] ઉપરાન્ત અન્ય સાધારણ કબરો છે [illegible] માઈલ જેટલી જગ્યા રોકે છે [illegible] ના [illegible] પીર હોવાની [illegible] સિંધુ દેશમા સર્વત્ર પ્રસિદ્ધ છે [illegible]

પરનારીગમન, દ્યૂત, મૃગયા, મદ્યપાન, કર્કશ શબ્દોચ્ચારણ, લઘુ અપરાધર્નું ગુરુ પ્રતારણ અને અનર્થવડે ધનસમેલન, એ સપ્ત મહા દુર્ગુણ તથા અન્ય અનેક સાધારણ દુર્ગુણોથી એ વજીર ઓતપ્રોત ભરેલો હતો અને તે ધર્માન્ધ પણ મરખશાહ જેવો જ હોવાથી બન્નેની જોડી એવી તો બની હતી કે, તેમને એક ગાડીમાં ખુશીથી જોડી શકાય. અર્થાત્ ગર્વિષ્ઠ ભૂપાલ અને ખુશામદી વજીર મળીને મહા વિપરીત ધંધા કરવા લાગ્યા. ઇસ્લામને સર્વ ધર્મથી મહાન્ જાણી તેના પ્રચારમાટે તેમણે અત્યાચારની સીમા પર્યન્ત આવવાનું સાહસ કરી બતાવ્યું.

એક દિવસ અચાનક મરખશાહના હૃદયમાં એક નવીન પ્રકારની સત્તા ચલાવવાનો વિચાર સ્ફુરી આવ્યો તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે, 'જેની સમસ્ત વિશ્વમા પૂજા થાય છે, તે પરવરદિગાર એક જ છે, તે વિના અન્ય કોઈ પણ ઈશ્વર નથી. અર્થાત્ જે કોઈ પણ એ એક ખુદા વિના અન્ય ઈશ્વરને માને, તે 'કુફ્ર' કરનારો એટલે કે, 'કાફિર' છે એટલા માટે જેટલા પ્રદેશમા મારી સત્તા અને મારો અધિકાર છે, તે સમસ્ત પ્રદેશમા કેવળ એક જ ઇસ્લામ ધર્મનો પ્રચાર થવો જોઇએ !' હૃદયમા એવા પ્રકારની ધારણા કરીને અન્ય સર્વ ધર્મોના નિકંદનના વિચારથી તેણે પોતાના આહા નામક વજીરને પોતાની પાસે બોલાવ્યો અને તેને એ વિશે અભિપ્રાય પૂછીને જણાવ્યું કે,—"આપણી જેટલી પણ હિન્દુ પ્રજા છે, તે સર્વને મુસલ્માન બનાવી નાખો તેમને એવી રીતે સમજાવીને કહો કે, 'ભાઇઓ અને બાઇઓ ! એક જ ખુદાને માનો; સમસ્ત વિશ્વનો સ્વામી એક જ પરવરદિગાર છે, માટે તેની જ બંદગી કરો અને અન્ય દેવ દેવીઓની પૂજાનો ત્યાગ કરો કારણ કે, 'બુતપરસ્તી' (પ્રતિમાપૂજા) 'કુફ્ર' કહેવાય છે અને તે ખુદાતાલાને પસન્દ નથી. અમારો મુસલ્માનોનો 'દીન' (ધર્મ) સર્વથી ઉત્તમ છે અને તેથી તમો પોતાના ધર્મને ત્યાગી પોતાની ઇચ્છાથી ઇસ્લામને સ્વીકારી લ્યો. જો આ વાર્ત્તાને તમો સીધી રીતે નહિ માનો, તો અમો તમોને બળાત્કારે પણ મુસલ્માન તો બનાવીશું જ.' એ પ્રમાણે પ્રજાજનોને સમજાવો અને તેમને આપણા 'દીન'માં લાવો. જ્યાં જ્યા મારી સત્તાનો પ્રકાશ પ્રસરેલો છે, ત્યાં અન્ય ધર્મનો એક પણ મનુષ્ય હોવો ન જોઇએ. જો કોઈ પણ મારી આજ્ઞાનો અનાદર કરે, તો તેને તરત ત્યાંનો ત્યાં જ મારી નાખવાની

હું તમને આજ્ઞા આપું છું. આ કાર્યમાં વિલંબ ન કરો અને સર્વત્ર દીન ઇસ્લામનો પ્રસાર કરી નાખો."

બાદશાહની આવી ઇચ્છા થવાથી એ પ્રમાણેનો રાજ્યમાં ઢંઢેરો ફેરવી દેવામાં આવ્યો અને વજીર બાદશાહની ઇચ્છા પ્રમાણેનું કાર્ય કરવાને તત્કાળ કટિબદ્ધ થઈ ગયો. જ્યાં સૂધી મરખશાહની હકૂમત હતી ત્યાં સૂધીની હદમાં એ પ્રમાણેનો પડો વગડાવી દેનામાં આવ્યો અને ત્યાર પછી આહા વજીરે ઘણાક હિન્દુઓને બોલાવી ભય બતાવીને કહ્યું કે;-"પોતાની આખી રૈયત મુસલ્માન હોય તો સારું, એવી બાદશાહ સલામતની મરજી હોવાથી તમે દીન ઇસ્લામનો સ્વીકાર કરી લ્યો, એમાં જ તમારી ભલાઈ છે; અને શાહની એ આજ્ઞાનો જો તમો અનાદર કરશો, તો તેથી અવશ્ય તમને મહાભયંકર હાનિ ભોગવવી પડશે. તમોએ જે યજ્ઞોપવીત ધારણ કરેલાં છે તેમને ઉતારી નાખો અને ઇસ્લામના પાક કલમાનો ઉચ્ચાર કરો. નહિ તો તમારો જે કોઈ ઈશ્વર હોય તેનો અમને સાક્ષાત્કાર કરાવો અને તે આવીને તમારો સહાયક થાય, એટલામાટે તેનું સ્મરણ કરો. જરા પોતાના મનમાં વિચાર કરો અને બુદ્ધિમાનો સાથે બેસીને એ વિષયનો વાદવિવાદ ચલાવો. ખુદા એક જ છે તેને ઓળખો અને તે નિરાકાર નિર્વિકાર છે એ સારી રીતે જાણી લ્યો." વજીરનાં આવાં વચન સાંભળીને સર્વ હિન્દુઓ ભયભીત થઈ ગયા અને ત્યાર પછી કેટલાક વૃદ્ધ પુરુષો હૃદયમાં ધૈર્ય ધારી નિશ્ચિન્ત થઇને કહેવા લાગ્યા કે:-

"અમારો દેવ સાગર છે અને તેજ અમારો ગુરુ છે. અમે હવે અત્યારે તેની પાસે પ્રાર્થના કરવાને જઇએ છીએ. તેઓ અમને જેવી આજ્ઞા આપશે, તે આજ્ઞાને સત્ય માનીને અમે તે પ્રમાણે જ વર્ત્તીશું." હિન્દુઓમાંના વૃદ્ધ પુરુષોની આવી વાણી સાંભળીને વિગ્રહની ઇચ્છાને ત્યાગી શાહે તેમની ઇચ્છાનો સ્વીકાર કરી લીધો. તે મનમાં કહેવા લાગ્યો કે, "જો આપણું કાર્ય સહજમાં જ થઈ જતું હોય તો પછી ઉદ્યમનો પરિશ્રમ શામાટે કરવો? હવે એમનો સાગરદેવ શું કરે છે તે આપણે જોવાનું છે; એમનું બળ આટલું જ છે, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે." એવી ભાવનાથી હિન્દુઓને તેણે સાત દિવસની મુદ્દત આપી અને પોતાની ઇચ્છા પૂર્ણ કરી લીધી. હિન્દુઓ હૃદયમાં વરુણદેવને સ્મરતા અને હરહરનો ધ્વનિ કરતા ત્યાંથી રવાના થયા. ભયભીત થએલા હિન્દુઓ સિન્ધુના તટપર આવી લાગ્યા અને ખાનપાન આદિ સર્વસ્વને ત્યાગીને ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા.

પ્રાણ જાય પણ ધર્મ ન જવો જોઇએ, એવો સર્વ હિન્દુ ભાઇઓએ મળીને પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. તેઓ કહેવા લાગ્યા કે, "આપણું વિશેષ બીજું કાંઈ પણ કર્ત્તવ્ય નથી; કારણ કે, ગુરુ અમરલાલ અવશ્ય આપણો સહાયક થવાનો જ. આપણી લજ્જા તેના જ હાથમા છે. તે જગતનો જીવનનાથ છે; અને જેના પિતા એવો મહાબળવાન્ હોય, તેનો આ જગતમાં કોણ શત્રુ થઈ શકે એમ છે વારુ? જેનો સંરક્ષક ગરુડ હોય તેને સર્પની શી ભીતિ? જે પ્રાણીઓ સૂર્યનારાયણના આશ્રિત હોય છે, તેમને અંધકારની કશી પણ બાધા થઈ શકતી નથી જેઓ હરિની ભક્તિ કરનારા છે, તેમને ભૂતબાધા કદાપિ થતીજ નથી. જેઓ વિષ્ણુના દાસ છે, તેમના માટે સંસારમાં ભય જેવું કાંઈ છે જ નહિ હે વરુણદેવ! અમો દીનજનો તારા શરણમા આવી પડ્યા છીએ, માટે પોતાના ધર્મને સંભાળીને અમારા આ નવીન દુ ખને સત્વર ટાળી દે!

"હે રત્નાકર સાગર! તુ સર્વ દેવોનો દેવ છે; કૃપાનો ભંડાર છે, જગતનુ જીવન છે અને સર્વ પ્રાણીઓનો એક માત્ર આધાર છે. તું પોતાના ભક્તોને નિત્ય સુખ આપનાર છે, અને તેથી તું અમારા દુ ખોનો નિવારક થા. અનેક જનો પરોક્ષ ઈશ્વરના ગુણાનુવાદ ગાય છે; પરન્તુ તારા જેવો અપરોક્ષ ઈશ્વર બીજો કોઈ પણ નથી જેમાં વિશિષ્ટ રૂપ અને ગુણનો આભાસ નથી, તેને માત્ર ભાવથી જ ભજી શકાય છે, પરંતુ તારુ રૂપ તો પ્રત્યક્ષ છે અને તેથી સંસારમાં તુ જ સર્વથી ઉત્તમ દેવ છે. તારાથી કોઈ પણ દેવ ભિન્ન નથી અને શિવ, વિષ્ણુ, બ્રહ્મા કે ખુદા સર્વ એક જ છે, એમ જેઓ નિશ્ચયપૂર્વક જાણે છે, તેઓ સંસારમા કદાપિ કોઇનો દ્વેષ કરતા નથી સર્વવ્યાપક ઈશ્વર એક જ છે અને તેમાં દ્વૈતનો સંભવ છે જ નહિ. ત્યાં જાતિભેદની શક્યતા નથી અને તેથી હિન્દુ તથા મુસલ્માન આદિ ભેદનો તેનામા પૂર્ણ અભાવ છે એમ જાણનારાઓ નિત્ય દ્વેષભાવને ત્યાગી દે છે, પરતુ એ તત્ત્વને ન જાણનાર મૂઢ શાહા અત્યારે દ્વેષ માંડીને બેઠો છે અને તે બળવાન્ હોવાથી તેની સાથે લડવાની કોઇનામા શક્તિ નથી હે નાથ! તને સર્વ સમાન હોવાથી એકનો નાશ અને અન્યની વૃદ્ધિ કરવી, એ તારો ધર્મ હોઈ શકે જ નહિ. એટલામાટે તુ મધ્યસ્થ થઇને આ અશાંતિનો લોપ કર અને જે કલહ વધવાનો સંભવ છે તેને શાંત કરી દે હે પરમાત્મન્! તુ કોઈ પણ રીતે આ ક્લેશની વૃદ્ધિ થવા દઇશ નહિ. હે અમારા ઈશ્વરના પણ ઈશ્વર! આ

દુઃખને દહીને અમારાં દુઃખોનું નિવારણ કર. હે નાથ! કરુણા કર, નહિ તો હવે અમો સર્વના પ્રાણની હાનિનો સમય નિકટમાં આવી લાગ્યો છે." આવી રીતે અનેક પ્રકારે સાગરદેવનું સ્તવન કરીને તેઓ પ્રૌઢ તપ કરવા લાગ્યા. એવી રીતે ત્રણ દિવસ વીતી ગયા પછી અચાનક આશ્ચર્યકારક જલવાણી થઈ કે;-

"એક જ ઈશ્વર છે અને તે સર્વમાં વ્યાપક છે. અર્થાત્ જે તેના વિના અન્ય દેવને માને છે, તે ઈશ્વરતત્ત્વને જાણતો જ નથી. જગતમાં જે ભિન્ન ભિન્ન ધર્મો છે, તે સર્વ ધર્મોને જે માને છે તે ઈશ્વરનો ભક્ત નથી. ઈશ્વરભાવ એક જ છે, એમ સર્વ જનોએ જાણવાનું છે અને એ જ ભાવ સર્વને ફળે છે. અમારો દેવ અધિક અને બીજાનો ઈશ્વર ન્યૂન છે, એમ કેવળ મતિહીન લોકો વિવાદ અને વિગ્રહ કરવામાટે જ કહે છે. તે એકમેવાદ્વિતીય ઈશ્વર નિરાકાર છે ખરો, પણ પોતાના ભક્તોના કલ્યાણમાટે તે અનેક આકારોને ધારણ કરે છે. તે પોતાના ભક્તોને દીન જાણીને અત્યંત કરુણા દર્શાવે છે અને તેથી જ દુષ્ટ જનોના સહાર તથા સજ્જનોના ઉદ્ધારમાટે તે અનેક અવતારોને ધારણ કરે છે. અર્થાત્ જનસમુદાયનો જે દૃઢ ભાવ હોય છે, તે જ દેહને ધારે છે, અને તેથી જ એ માનવકૃતિ નહિ, કિન્તુ ઈશ્વરનો અંશ મનાય છે. તમો સર્વ જનોએ મારામાં દૃઢ ભાવ રાખ્યો છે, એટલે હવે અત્યારે જ તમારા દુખોનો લય થઈ જશે; તમે તમારા મનમાં લેશ માત્ર પણ ચિંતા રાખશો નહિ, કારણ કે, તમારો સર્વ પ્રકારે સહાયક થવા હું તમારો સ્વામી તૈયાર છું. અમરલાલ તમારી સહાયતા કરશે, માટે તે અવિચલ દેવનું ધ્યાન ધરો. તે અંતર્યામી સર્વ ઘટનાને જાણે છે અને સર્વ જીવોને કરુણાદૃષ્ટિથી જ નિહાળે છે. એટલે શું તે પોતાના જનોને છોડી દેશે? નહિ; તે પોતાનાં બાળકોને અવશ્ય પ્રેમથી પોતાના અંકમાં બેસાડવાનો જ. જિન્દપીર મહા પરોપકારી છે અને વરુણદેવ પણ તે જ છે. નસરપુરના નામથી જે નગર વિખ્યાત છે, તે નગરમાં રત્નરાય નામક એક લુહાણા જાતિનો ગૃહસ્થ વસે છે, તે લાલ ઉદેરાનો મહા ભાવિક ભક્ત અને સત જન છે, તેમ જ મહાભાગ્યશાળી અને સદ્ગુણસંપન્ન છે. એવા પુરુષો જગતમાં ધન્ય છે કે, જેમના ગૃહમાં સાક્ષાત્ ઈશ્વરનો અવતાર થાય છે એવા જનો સર્વ જનોને વારવાર વંદન કરવા યોગ્ય છે. એ રત્નરાયની પત્ની દેવકીના ઉદરથી જન્મી અવતાર ધારીને હું તેના ગૃહમાં આવીશ. ત્યાં હું ઉદેરા નામ ધરાવીશ

અને સર્વ અન્તર જનોનો સહજમા પરાજય કરીશ. મારો તાત રત્નરાય અને મારી માતા દેવળ થશે, એ નિશ્ચયપૂર્વક જાણી લેજો. જો કે હુ આવા અવતારોને ધારણ કરુ છુ, પરંતુ વસ્તુત. હુ જન્મ અને મરણથી અતીત છુ હુ કોઇનામા કદાપિ લપાઈ છુપાઇને રહેતો નથી; હું સર્વમાં છુ અને મારામાં કાંઈ પણ નથી જે થવાનુ હોય છે તે પોતાની મેળે જ થયા કરે છે અને તેમા પાપ પુણ્ય કે સુખ દુ ખનો નિયમ હોતો જ નથી. મારા ભક્તો મને અત્યત પ્રિય છે અને તેથી અવતાર ધારીને હુ તેમના ભયનુ નિવારણ કરીશ જેઓ મારુ ભજન કરે છે, તેમનો તે પરિશ્રમ કદાપિ વ્યર્થ થતો નથી અને તેઓ મનોવાચ્છિત ફળને અવશ્ય પામે છે. જે મારા શરણે આવે છે, તે સર્વ સુખોને મેળવે છે અને મારી કૃપા તેમની કાળબાધાને દૂર હટાવી દે છે.

"જગતમા મારા અનેક પ્રકારના ભક્તો છે કે જેમાંના કેટલાક અર્થાર્થી છે અને કેટલાક પ્રેમી છે જેઓ મને જેવા પ્રકારે ભજે છે, તેમના સર્વ મનોરથો તેવા જ પ્રકારે સિદ્ધ થાય છે. જે સત જનો દુષ્ટ જનોના આઘાતથી દુ ખી હોય છે, તેમના દુ.ખનો મને ભજવાથી અત આવી જાય છે જે જનો પ્રેમી ભક્તના નામથી ઓળખાય છે, તેમની સર્વ મન કામનાઓ તત્કાળ પૂર્ણ થાય છે. તેઓ નવધા પ્રેમભક્તિના સાગરમા ઝીલે છે અને તેને કોઈ પણ ભય સ્પર્શ કરી શકતો નથી તે મારાથી ભિન્ન નથી, કિન્તુ હુ તેનામા છુ અને તે મારામા છે મારી ભક્તિ ચક્રભયહારિણી, અભયકારિણી અને તરણતારિણી છે તેના નિર્ગુણ અને સગુણ એવા બે રૂપો છે અને જેના હૃદયમા એનો નિવાસ છે, તે જનો ધન્ય છે મને ઉદકરૂપ ઈશ્વર માનીને તમો સર્વ મારી ભક્તિ કરો, એટલે હુ પ્રસન્ન થઈ અવતાર ધારીને યવનોના ગર્વનો સહાર કરી નાખીશ.

"હે મારા સખાઓ! હું કેવળ એક સપ્તાહમા જ રત્નરાયના ગૃહમા નિર્મળ રીતિથી ઉત્પન્ન થઇશ, એટલે મરખશાહ જ્યારે તમને તમારા ઈશ્વરને બતાવવાનું કહે ત્યારે તમે મને દેખાડી દેજો. હવે તમે પોતાના મનમા કશો પણ ભય રાખશો નહિ; હું લઘુ શરીરથી જ તમારા કાર્યની સમાપ્તિ કરી નાખીશ. જેવી રીતે વાયુનો ઝપાટો મેઘાડમ્બરને વિખેરી નાખે છે, તે પ્રમાણે હું તમારા શત્રુના અસાધ્ય રોગ વિખેરી નાખીશ. હુ ભક્તોનો ભગત કહેવાઉ છુ અને દુષ્ટજનોનો કઠિન શત્રુ કહેવાઉં છુ, મને સર્વ લોકો જીંદભજનના નામથી ઓળખે છે એટલે પછી મારા જનો વિપત્તિ ભોગવે, એ બની જ કેમ શકે વારુ!"

જ્યારે અતર્યામી પ્રભુ અમરલાલે જલવાણીના રૂપે એવાં આશ્વાસનદાયક વચનો ઉચ્ચાર્યાં, એટલે સર્વ જનોના મનમા શાંતિનો સચાર થયો અને તેઓ પુન પુનઃ રસનાથી અમરલાલના ગુણાનુવાદ ગાવા લાગ્યા એ જ સમયે નભસ્થિત થઇને દેવોએ પુષ્પવૃષ્ટિ કરી અને જયજયકારનો ગગનભેદક ધ્વનિ કરીને તેઓ જલનારાયણની સ્તુતિ કરવા લાગ્યા,–

ચોપાઈ

"જય જય જળનારાયણ હરિ, જય ભવકારણ દુર્જન-અરિ,
જયભય ભજન સજ્જન મિત્ર, જય મલહર્તા પરમ પવિત્ર. ૧
જય નિર્ગુણ ને સગુણ સ્વરૂપ, જય માયામય માયાભૂપ,
જય અનાથના સ્વામી શ્યામ, જય અનંત અજ અકળ અનામ ૨
જય ચિત્જ્યોતિરૂપ ભગવાન જય પુરુષોત્તમ તેજનિધાન,
જય અદ્વિય ને અખડ રૂપ, જય સચ્ચિદ આનંદ અનૂપ ૩
જય પૂરણ પરમાત્મા એક, જય અતર સાક્ષી સવિવેક,
જય જય વિશ્વજનોના નાથ, નમાવિયે શિર જોડી હાથ" ૪

એવી રીતે સર્વ દેવો નમસ્કાર અને દડવત્ આદિ કરી કર જોડીને ઊભા થયા અને વારવાર પ્રણામ કરતા પોતાના સ્થાને ચાલ્યા ગયા

એવી રીતે સર્વ હિન્દુઓ નિશ્ચિન્ત થઇને આહા વજીર પાસે પાછા આવ્યા અને ત્યા યથાનિયમ સલામ આદિ કરીને તેની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા તેઓ બોલ્યા કે –"હે વજીર સાહેબ ! મહા ગુરુ સાગરદેવે જે વચનો કહ્યા છે તે તમે સાભળો તેમણે કહ્યુ છે કે, નસરપુર નામક જે નગર છે, તે નગરમાના રતનરાય નામક સતના ગૃહમા હુ જન્મ ધારણ કરીશ અને લાલ ઉદેરાના નામથી ઓળખાઇશ. હુ આઠ દિવસમા જ ત્યા પ્રકટ થઇશ અને હુ જલપતિ જીવિત મનુષ્ય સમાન પૃથ્વીમા સચરીશ અર્થાત્ એ લાલ ઉદેરા જ અમારા ઈશ્વર છે અને તેઓ જ અમારી નતી આપને સર્વ ઉત્તર આપશે. આ વિષયમા તમારે લેશમાત્ર પણ શકાને સ્થાન આપવુ નહિ અને અમારા વચન સત્ય કરી જાણવા" એમ કહી સર્વ હિન્દુઓ ઊઠીને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા અને એ સર્વ સમાચાર આહા વજીરે મરખશાહને જઇને કહી સભળાવ્યા

અર્થાત્ સપ્તાહનો સમય જોતજોતામા વીતી ગયો અને શ્રી લાલ ઉદેરા આ નશ્વર સસારમાં પ્રકટ થયા તેઓ એવા તો દિવ્ય રૂપવાળા હતા કે, જાણે અન્ય રવિનો ઉદય થયો હોયની ! તેવો જ

ભાસ થવા લાગ્યો પ્રાચી દિશા જેવી રીતે સૂર્યદેવની જનની છે, તેજ પ્રમાણે આ પૃથ્વીના સૂર્યને જન્મ આપનારી ભાગ્યવતી માતા દેવકીની સર્વ દેવો સેવા કરવા લાગ્યા અને એમના જન્મ સાથેજ જેવી રીતે સૂર્યના ઉદયથી અંધકારનો લોપ થાય છે, તે પ્રમાણે ભક્ત જનોના દુ:ખાંધકારનો અંત આવી ગયો સંવત્ ૧૧૧૭ ના ચૈત્ર માસની શુક્લ દ્વિતીયા અને શુક્રવારને દિવસે શુભ ઘટિકા અને શુભ લગ્નમાં શ્રી લાલ ઉદેરાનો જન્મ થયો ઈશ્વરે પરોપકારાર્થે દેહ ધાર્યો અને ભક્તજનોના સંકટભારને નિવાર્યો જેવી રીતે દેવકીનંદન કૃષ્ણ, તે જ પ્રમાણે દેવનીનંદન લાલ ઉદેરાનો શ્રી સિન્ધુદેશમાં અવતાર થયો

---

## તૃતીય પ્રભાવ

### મરખશાહ પ્રબોધ

આહા વઝીર પોતાના મનમાં કાંઈક વિચાર કરીને પોતાના સ્થાનમાંથી ઊઠ્યો અને સિન્ધુનદના તીરપ્રાંતમાં જઈ ત્યાં બેસીને કુરાન શરીફ વાંચવા લાગ્યો એટલામાં ત્યાં એક મહદાશ્ચર્યકારક બનાવ બન્યો અને તેને જોઈને આહા સ્તંભ સમાન સ્તબ્ધ અને સજ્જડ બની ગયો તે એ ઘટના હતી કે, જળના પ્રવાહમાંથી એક અશ્વારૂઢ પુરુષ બહાર નીકળી આવ્યો, તે જાણે જળની સપાટીપર કમળનો વિકાસ થયો હોય કિંવા સિંધાના સમયમાં ષોડશકળાયુક્ત પૂર્ણ ચંદ્રમાનો ઉદય થયો હોયની! તેવો જ દેખાવા લાગ્યો જળની સપાટીપર અશ્વ દોડતો આવતો હતો અને તેના પૃષ્ઠભાગે એ બળવાન્ પુરુષ વિરાજી રહ્યો હતો આ દૃશ્યને જોઈને આહા વઝીર એવો તો આશ્ચર્યચકિત થઈ ગયો કે, તેના મુખમાંથી વારંવાર 'અહા—અહા'ના ઉદ્ગારો નીકળવા લાગ્યા તે અશ્વારૂઢ તેજસ્વી પુરુષ તરત નિકટમાં આવી લાગ્યો અને તેથી આહાએ તેને કેટલાક પ્રશ્નો પૂછવાનો વિચાર કર્યો તે વિનયથી પૂછવા લાગ્યો કે—"હે નિરંજન! તમે કોણ છો, તમારૂં નામ શું છે, ક્યાંથી આવો છો અને ક્યાં જવાના છો? પોતાનો એ વૃત્તાંત મને વિસ્તાર પૂર્વક સંભળાવશો, તો આપનો મારાપર મહદુપકાર થશે"

તેનાં આવાં વચનો સાંભળીને ઉદકપતિ કહેવા લાગ્યા કે,—હું વરુણદેવ છું, મને જિન્દપીરના નામથી પણ લોકો ઓળખે છે અને સિન્ધુમાં મારો નિવાસ છે હું અત્યારેજ જળમાંથી નીકળીને બહાર આવ્યો છું એ તો તેં પોતાની દૃષ્ટિથી પ્રત્યક્ષ જોયું છે, અર્થાત્ અહીં

સુધી આવવામાટે જ મેં આ પૃથ્વીપતિનું રૂપ ધારણ કર્યું છે. હું જગતપાલક અમરલાલ છું અને હે તાત! જિન્દાપીર પણ હું પોતે જ છું જે જેવા ભાવથી મારું ધ્યાન ધરે છે, તેને તેવા જ પ્રકારના ફળની પ્રાપ્તિ થાય છે મને તું જળરૂપ જાણજે અને સર્વ વસ્તુઓમા વ્યાપક પ્રમાણું છે મારાથી કોઈ ખાલી સ્થાન છે જ નહિ અને હું અલક્ષ્ય નિરંજન સર્વત્ર વિદ્યમાન છું સર્વ દેવ મારા જ સ્વરૂપો છે અને હું સર્વ દેવમય ભૂપ છું એટલા માટે સર્વ દેવો ભજવાને યોગ્ય છે, એ મારા વચનને સત્ય માનજે." વરુણદેવ એ પ્રમાણેના વચન કહીને પુનઃ જળમા સમાઈ ગયા વજીર મહા વિસ્મયાપન્ન થઈને પોતાના મનમા કહેવા લાગ્યો કે-"આ અવશ્ય ખુદાઈ કુદરતનાં લક્ષણો જ દેખાય છે!"

વજીરે શાહ પાસે આવી આ સઘળી હકીકતથી તેને વાકિફ કરી દીધો અને વજીરના આખે દીઠેલા એ ચમત્કારની વાર્તા સાભળીને શાહ પણ આશ્ચર્યથી હિંગ્મૂઢ જેવો બની ગયો, કારણ કે, આખે દીઠી વાત જૂઠી હોય જ નહિ, એ નિયમને તે સારી રીતે જાણતો હતો તેણે તરત વજીરને હુકમ ફર્માવ્યો કે,-'તમે અત્યારે ને અત્યારે નસરપુરમા જાઓ અને ત્યા કેવા બાળકનો જન્મ થયો છે તે જુઓ રત્નરાયના ગૃહમા જે બાળકનો ઉદ્ભવ થયો હોય તો તેને જોવામાટે મારી પાસે લઈ આવો" શાહની એ આજ્ઞા થતાં તરત આહા વજીરે નસરપુરનો માર્ગ સ્વીકારી લીધો અને નસરપુરમા આવ્યા પછી ત્યાના લોકોને તે પૂછવા લાગ્યો કે,-'અરોડા લુહાણા જાતિનો રત્નરાય નામનો એક પુરુષ છે કે જે આ નગરનો નિવાસી છે, તેનું ગૃહ ક્યા છે તે મને બતાવો તેમ જ એક બીજી ખબર એ સભળાવો કે આજકાલમા તેના ગૃહમા કોઈ બાળક જન્મ્યો છે કે કેમ અને જો જન્મ્યો હોય તો તેને કેટલા દિવસ થયા છે?'

એના ઉત્તરમા એક મનુષ્ય કહેવા લાગ્યો કે-'એક સદ્ભાગી રત્નરાય નામનો પુરુષ છે અને તે આ નગરમા જ રહે છે. તે મહાપૂજ્ય અને વન્દનીય પુરુષ છે અને આજથી પદર દિવસની વાતપર તેના ગૃહમા એક પુત્રનો જન્મ થયો છે' આ સમાચાર મળતા જ વજીર પૂછતો પૂછતો રત્નરાયને ઘેર ગયો અને ત્યા જતા તે મનુષ્યે કહેલી સર્વ વાર્તા સત્ય છે, એવો તેનો નિશ્ચય થઈ ગયો રત્નરાયના બાળકને જોઈને તે પોતાના મનમા કહેવા લાગ્યો કે,-'અહા-કેવો સુંદર અને મનોહર બાળક છે, કે જેને જોતા જ હૃદય પ્રસન્ન થઈ જાય છે!'

આવા વિચારથી તે એ બાળકને ખેંચી ખેંચીને જોવા લાગ્યો. એ તેને શ્રી લાલ ઉદેરાનાં વિવિધ રૂપો ભાસવા લાગ્યાં. તેને વિ રૂપોનો ભાસ કરાવવામાટે શ્રી અમરલાલે પોતાની માયાનો વિસ્ત કરવા માંડ્યો. એ તો એક નિયમ જ છે કે, ઇશ્વરમાં જેનો જે ભાવ હોય છે, તેને તેના તેવા જ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે અર્થાત્ આહાને તેમણે પોતાના રૂપનો અન્ય પ્રકારનો જ સાક્ષાત્કા કરાવ્યો—તેઓ તેને બહુરૂપીના સ્વાંગ પ્રમાણે દેખાયા અને એ કૃતિથ તેને તેમણે આશ્ચર્યચકિત કરી નાખ્યો.

પ્રથમ તેઓ તેને સોળ વર્ષનાં તરણ અને સુશોભિત પુરુષન રૂપમાં દેખાયા અને જાણે કંસની સભામાં દેવકીનંદન શ્રી કૃષ્ ઉભા હોયની! એવો જ ભાસ થવા લાગ્યો. ત્યાર પછી તેમનું સ્યામ દાઢી અને મૂછોથી મંડિત મધ્યમ વયના પુરુષનું મનોહર સ્વરૂપ દેખાયું અને તે વેળાએ જાણે કમળાકાન્ત વિષ્ણુ સાક્ષાત્ શોભી રહ્યા હોયની! તેવો જ આભાસ થવા લાગ્યો. એ પછી તેમણે તેને વૃદ્ધ પુરુષનું રૂપ બતાવ્યું અને પાછા અંતે તેઓ બાળકના રૂપમાં પાલણામાં ઝૂલતા દૃષ્ટિગોચર થવા લાગ્યા. એ લીલાને જોઇને આહા વજીર હયરાન હયરાન થઈ ગયો અને મનમાં કહેવા લાગ્યો કે;—"અવશ્ય આ કોઈ પુરાણ પુરુષ અવતર્યો છે; એ નાના પ્રકારના રંગો બતાવે છે અને એની ગતિ જાણવામાં આવી શકે તેવી નથી." આવી ભાવના કર્યા પછી તે લાલ સ્વામીને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—"મહારાજ! આપને અમારા બાદશાહે બોલાવ્યા છે અને તેથી હું આપને લેવામાટે જ અત્યારે અહીં આવ્યો છું."

એના ઉત્તરમાં શ્રી લાલ ઉદેરાએ જણાવ્યું કે;—"ચિંતા નહિ, જ્યારે તમે નગરઠટ્ટાની પાસે પહોંચી જાઓ, તે વેળાએ હૃદયમાં ધ્યાન ધરીને મને બોલાવજો એટલે ત્યાં હું આવી પહોંચીશ અને પછી આપણે શાહની પાસે જઈશું. ત્યાં ચાલીને હું મરખશાહના સર્વ સંશયોનું નિવારણ કરીશ, એ વિશે તમારે જરા પણ ચિન્તા રાખવી નહિ." આ ઉત્તર સાંભળીને વજીર ત્યાંથી રવાના થયો અને નગરઠટ્ટાના માર્ગમાં પ્રયાણ કરી ગયો. જ્યારે તે નગરઠટ્ટાની પાસે આવી લાગ્યો, એટલે મનમાં ધ્યાન ધરીને તેણે લાલસાંઈનું આવાહન કર્યું અને તે ક્ષણે જ સિંધુના મધ્યભાગમાંથી પ્રકટ થઈ લાલસાંઈ તેની સામા આવીને ઊભા રહ્યા. પરંતુ નવીનતા એટલી કે, આ વેળાએ આગળની પેઠે શ્રી લાલ ઉદેરા એકલા આવ્યા નહોતા, કિન્તુ વિકરાલ વિષવ્યાલ

સમ શ્રી અમરલાલ જે વેળાએ સિંધુના મધ્યભાગમાથી નીકળીને તીરપ્રાન્તમાં આવ્યા, તે વેળાએ શસ્ત્રાસ્ત્રસજ્જિત સુભટોનો સમુદાય; અશ્વારૂઢ, ગજારૂઢ, રથારૂઢ અને પાળા આદિક વિશાળ સેના એટલા તો વિશાળ પ્રમાણમાં તેમની સાથે હતી કે, તેમના ચાલવાથી ભૂમિ કંપતી હતી અને આકાશ ધૂલિવ્યાપ્ત થઈ ગયુ હતુ. તેમનાં રણવાદ્યોના નાદ જાણે પ્રતિપક્ષીને યુદ્ધનું આવાહન કરતો હોયની! તેવો જ સાક્ષાત્કાર થતો હતો. તે સૈનિકોના નાનારંગી વસ્ત્રોથી ઇન્દ્રધનુષ્યનો રગ જણાતો હતો અને તેમના શસ્ત્રો તથા અલકારોના ચળકાટથી વિદ્યુત્પ્રભાનો પરિચય થતો હતો. વળી સૈન્યમા જે અશ્વ અને ગજ આદિ પ્રાણી હતા, તે પણ એવા અલૌકિક હતા કે આ જગતમાં તેવા પ્રાણી ભાગ્યે જ કોઇના જોવામાં આવ્યા હશે. અશ્વોના ખોંખાર, હાથીઓની ગર્જના અને સૈનિકોના જયનાદથી ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભનો પણ પાત થઈ જતો હતો. આવા મહાબલશાલિ, ભયંકર અને શૂરવીર અસખ્ય સૈનિકોના બનેલા મહાભારત દલને જોઇને આહા વઝીર મનમાં અત્યંત ભયભીત થઈ ગયો અને થરથર કપવા લાગ્યો તે પોતાના બન્ને હાથ જોડી મસ્તક નમાવીને શ્રી લાલ ઉદેરાને પ્રાર્થના કરવા લાગ્યો કે,–

"હે સ્વામિન્! આ સૈન્યને સત્વર જળમાં સમાઈ જવાની આજ્ઞા આપો; કારણ કે, આ ભયાનક સૈન્યને જોઇને કેટલાક લોકો અકારણ ડરી જશે અને કેટલાકો ભયથી જ મરણ વિના મરી જશે; કારણ કે, આ સૈન્ય માનવજાતિનુ નથી, કિન્તુ ઈશ્વરની માયાનો જ ચમત્કાર છે, એ હવે સારી રીતે મારા જાણવામા આવી ગયુ છે અને આપશ્રીના મર્મને પણ હુ સારી રીતે ઓળખી શક્યો છુ. અર્થાત્ કૃપા કરીને મારી જોડે એકલા જ પધારો અને બાદશાહ સલામતને મુલાકાતનો લાભ આપો. તેઓ જે જે પ્રશ્નો પૂછે, તે સર્વ પ્રશ્નોનાં સમાધાનકારક ઉત્તરો આપીને તેમને શાન્ત કરો" વઝીરની આ દીન વાણી સાંભળીને પ્રચેતા શ્રી અમરલાલે પોતાના દલને જલમા સમાઈ જવાની આજ્ઞા કરી અને આજ્ઞા મળતા જ તે સર્વ સૈન્ય તત્કાળ જળમાં અદશ્ય થઈ ગયુ એ પછી જલચરના ઈશ સાથી બાદશાહ સમક્ષ જવામાટે નગર પ્રતિ ચાલતા થયા. જ્યારે તેઓ સભાસદનમાં આવી લાગ્યા, તે વેળાએ જેનાં ભાગ્ય મહા પ્રબળ છે, તે બાદશાહ મરખશાહ પોતાના સિંહાસનપર બિરાજમાન થયેલો હતો.

આહા વઝીરે બાદશાહને અત્યન્ત મર્યાદાપૂર્વક નમન કર્યું અને

જણાવ્યું કે;-"દાસ સ્વામીનું કાર્ય કરીને જ આવ્યો છે!" નગરના સર્વ લોકો ત્યાં એ દશ્યને જોવામાટે આવ્યા હતા અને જાણે જલનાથ તેમને પોતાની સાથે જ લેવા આવ્યા હોયની!"એવો જ ભાસ થતો હતો. કેટલીકવાર પછી આદા વઝીર શાહને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-"જહાંપનાહ, આ સુંદર બાળકને ધ્યાનપૂર્વક નિહાળો. રત્નરાયના ગૃહમાં જે બાળકનો ઉદ્ભવ થયો છે, તે બાળક આ જ છે અને એ હિંદુઓની આશાને પૂર્ણ કરવામાટે અવતર્યો છે. એની ચમત્કૃતિનું શું વર્ણન કરૂં? એવા ચમત્કારો માત્ર જાદુગર વિના અન્ય કોઇમાં સંભ-વતા જ નથી આ જલનાથ જિન્દપીર છે અને એ પીરોનો પણ મોટો પીર છે" વઝીરની આ વાણી સાંભળીને બાદશાહે પૂછ્યું કે:-"એમનું નામ શું છે કે જે સર્વ હિન્દુઓનો દેવ છે?" એના ઉત્તરમાં વઝીર બોલ્યો કે;-"હે સરજ્મીનના શાહ! મેં જે કાંઈ સાંભળ્યું છે તે હું આપને સંભળાવું છું તે સાંભળો એમને વરણ, પ્રચેતા, પાશપતિ, જલપતિ, જલચરેશ, અમરલાલ, યાદસપતિ, જિંદપીર અને ઉદેરા નામથી મુખ્યતઃ ઓળખવામાં આવે છે. એમનાં બીજાં પણ અસંખ્ય નામો છે; પરંતુ તે સર્વને યથાસ્થિત વર્ણવવાની કોઇનામાં પણ શક્તિ નથી. મેં સાંભળ્યા પ્રમાણે આપને સંભળાવ્યું છે; પણ એમાં સત્ય શું અને અસત્ય શું છે, એ ભેદનો જાણનાર માત્ર અલ્લાહોતાલા જ છે."

વઝીરનું આ કથન સાંભળીને બાદશાહ આશ્ચર્યચકિત થઈ ગયો અને એ વિશે પોતાના મનમાં અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. કેટ-લીક વાર સુધી એ પ્રમાણે વિચારનિદ્રામાં નિમગ્ન રહીને તે શ્રી લાલ ઉદેરાજને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-"હે સાંઈ! તમે બધા હિન્દુઓને એની સમજણ આપી દો કે, તેઓ સર્વ એક જાતિના થઈ જાય અને કદાપિ જાતિભિન્નતાને કયાંય ન દર્શાવે. હવે જો સર્વ લોકો અમારા પાક કલમાનો જ ઉચ્ચાર કરે, તો સર્વ સંસાર એક પંથ અને એક ધર્મનો થઈ જાય, એમાં કશો પણ સંશય નથી. અમારો ઇસ્લામ ધર્મ સર્વ ધર્મોથી ઉત્તમ છે અને એ વિનાના સર્વ ધર્મો સત્વહીન છે; એટલામાટે સર્વને ઇસ્લામ ધર્મના સ્વીકારનો ઉપદેશ આપી દો."

બાદશાહનાં આ વચનો સાંભળીને જલચરનાથ કહેવા લાગ્યા કે:-"હે શાહ! આપનો આ માર્ગ ચાલવા યોગ્ય નથી; કારણ કે, પરમાત્મા અથવા ખુદાતાલા સર્વ લોકોને સમાન છે. ઈશ્વરે જ આ સમસ્ત સૃષ્ટિની ઉત્પત્તિ કરી છે, અને તેથી પુનઃ કુરાન શરીફનું મનન-પૂર્વક વાચન કરીને પોતાની બુદ્ધિને સૂક્ષ્મ કરો. પરમાત્માનો પ્રકાશ

સર્વમાં સમાન છે અને તેને જ્ઞાનપૂર્ણ હૃદયથી નિહાળી શકાય છે. જે થાય છે તે ઇશ્વરની ઇચ્છાથી જ થાય છે, તેની ઇચ્છા વિના કાંઈ પણ થતું નથી, અને એ નિયમનો વિચારશીલ જનો સર્વત્ર સાક્ષાત્કાર કરી શકે છે. તે જેને જેવી રીતે ચલાવે છે, તેવી રીતે તેના બતાવેલા માર્ગે સર્વ ચાલ્યા જાય છે. અન્ય કોઇનું કર્યું કાંઈ પણ થતું નથી અને જો કોઈ તેવો ગર્વ રાખે છે તો તે અવશ્ય ખત્તા ખાય છે. ઇશ્વરને રાજા અને રંક એક સરખા છે અને તે કોઇને ન્હાના મોટા માનતો જ નથી. સર્વનાં શરીર પણ સમાન છે અને સર્વમાં આત્મા પણ એક જ વ્યાપેલો છે; એ આત્મા તે પરમાત્માનો અંશ છે અને પરમાત્માનો પ્રકાશ એક જ સર્વત્ર વ્યાપક છે, એ આપે નિશ્ચયપૂર્વક જાણી લેવું. નિજ જાતિ અને નિજ વર્ણની વર્ચસ્વતાના અભિમાનને હૃદયમાં કદાપિ સ્થાન આપવું નહિ. જે કેવળ પોતાના માન્ય કરેલા ધર્મને જ સર્વ ધર્મોથી શ્રેષ્ઠ માને છે, તે સત્ય માર્ગને કદાપિ પ્રાપ્ત કરી શકતો નથી. સર્વ ધર્મો ઇશ્વરકૃત જ છે, અને સર્વજનો એક કે બીજારૂપે તે સર્વવ્યાપક, સર્વશક્તિમાન, સર્વાન્તર્યામી અને સર્વદ્રષ્ટા પરબ્રહ્મની જ એક કે અન્ય ભાષામા સ્તુતિ કિંવા પ્રાર્થના કરે છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.* જેવી રીતે એક જ નગરમાં જવામાટેના નિકટવર્ત્તી અને દૂરવર્ત્તી અનેક ભિન્ન ભિન્ન માર્ગો હોય છે અને જેને જે માર્ગ મળે, તે જ માર્ગે થઇને તે ચાલ્યો જાય છે, તે જ પ્રમાણે ભિન્ન ભિન્ન ધર્મો પણ પરમાત્માના પ્રદેશમાં જવાના ભિન્ન ભિન્ન માર્ગરૂપ છે, એમ જ જાણવાનુ છે અર્થાત્ એક માર્ગમાં વિચરનારે અન્ય માર્ગના પ્રવાસીનો ઉપહાસ કરવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, માર્ગ ભિન્ન હોવા છતાં ઉભયનું અંતિમ નિર્ધારિત સ્થાન તો એક જ હોય છે. હિંદુ અને મુસલમાન ઇશ્વરની દૃષ્ટિમા ભિન્ન નથી, કારણ કે, ઉભય પરમાત્માના દાસાનુદાસ છે, ખુદાના બંદા છે અને તેઓ પોતાની અનુકૂળતા પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારે ભક્તિ કરીને પોતાના જીવનને આનદમા વીતાડે છે. પાક મૌલાએ રસૂલિલ્લાહને

* ઉર્દુભાષાના વિખ્યાત કવિ હાલીના પણ એવા જ ઉદ્‌ગાર છે, ને તે નીચે પ્રમાણે –

(રુબાઈ)-હિન્દૂને સનમમેં જલ્વા પાયા તેરા,
આતિશપે મુગ઼ાને રાગ ગાયા તેરા,
દહરીને કિયા દહરસે તાબીર તુઝે,
ઇન્કાર કિસીસે ન બન આયા તેરા!”

જે આઘાત લાગવાથી હતી તેનું રનરખુ કરી અને આદમગ્રાહ (નાનકજાતિ) થી વસ્તુ છે, તે લખી લ્યો,

"હે બાદ! કુરાન શરીફનું પાન કરો અને બીજા સર્વ પ્રપંચોને ત્યાગી દ્યો. કુરાન શરીફમાં શુ ફર્માવવામાં આવ્યું છે તે જુઓ અને સર્વ પદાર્થોના ઈશ્વરનો સાક્ષાત્કાર કરો; મને સર્વ વસ્તુઓનાં નિદાગ્રો. મારી દૃષ્ટિમા કોઈ અકારણ ભલુ પણ નથી અને ભુડુ પણ નથી, કારણ કે, સકળ સૃષ્ટિનો સ્વામી હું જ છુ. જે જેવી વિધિથી મને પૂજે છે, તે તેવા જ ફળને મેળવે છે. જે મનુષ્ય મારામાંથી પોતાની શ્રદ્ધાને એકનિષ્ઠ રાખે છે, નિરંતર મારી પ્રાર્થના અને ભક્તિ કરતો રહે છે, મારા પ્રેમમા જ મદોન્મત્ત બન્યા કરે છે, ગુરુના ઉપદેશરૂપ મદ્યનું પાન કરી ભિન્નતાના ભાનને ભૂલી જાય છે, નિરંતર પરમાનંદ રનવી ન્હાયલો રહે છે અને હૃદયમાં શંકાને સ્થાન આપતો નથી, તે પોતાના આ અવતારમા જ મને પ્રાપ્ત કરી શકે છે. એટલામાટે કોઈ પર પણ અત્યાચાર કિંવા બળાત્કાર કરવો નહિ, સર્વમા સમાન સ્નેહભાવ રાખવો અને સર્વ ખુદાના જ બંદા હોવાથી આપણા ભાઈ છે, એમ જ માનવુ

"અત્યાચારની આજ્ઞા કોણે આપી છે વારુ? અત્યાચારનો વિચાર તમારા અંતઃકરણમાં ક્યાંથી આવ્યો? કોઈ પીર કિંવા પયગમ્બરે એવી આજ્ઞા આપી નથી તેમ જ કોઈ ધર્મગ્રન્થમાં પણ એવી આજ્ઞા કરવામાં આવી નથી અર્થાત્ જે કોઈ પણ અત્યાચાર કરે છે, તે કદાપિ સ્વર્ગને પ્રાપ્ત કરી શકતો નથી, તે તો કેવળ નરકવાસના દુઃખોને જ અનુભવે છે અને કયામતને દિવસે ખુદાને મોઢું પણ બતાવી શકતો નથી—શુ મોઢુ બતાવે? હિંદુ હોય કે મુસલ્માન હોય, પણ જે ઈશ્વરની ભક્તિ કરે છે તે જ ઈશ્વરના પ્રિય જન થાય છે. ઈશ્વર સમસ્ત જાતિ આદિનો ભેદ રાખે જ નહિ, કારણ કે, તે તો કેવળ પ્રાર્થનાથી જ રીઝે છે, અને તેટલામાટે જે કોઈ પણ એકનિષ્ઠાથી તેની પ્રાર્થના કરે છે, તે જ તેને પ્રિય લાગે છે જે ઈશ્વરનું નામસ્મરણ કરતો નથી, તે ઈશ્વરના દ્વારમાં કદાપિ પ્રવેશ કરી શકતો નથી. જે ઈશ્વરને ભજે છે, તે જ ઈશ્વરના થાય છે, તે જ ઈશ્વરનો બંદો છે અને એ વાર્તા નિઃશંક છે

"વળી હું એક વિશેષ વાર્તા જણાવુ છુ કે, જે કોઈથી પણ ગુપ્ત નથી. તમો મુસલમાનોના જે મોટામા મોટા પીર થયા છે, કે જેમણે ઈશ્વર (ખુદા) સાથે સાક્ષાત્કાર કર્યો હતો અને જેમણે અરબસ્તાનના લોકોને પ્રથમ ઇસ્લામ ધર્મની દીક્ષા આપીને પાક કર્યા તેમના મુખથી

પઢાવ્યો હતો, પણ તેમા તેમણે પોતાના નામનો પણ ઉચ્ચાર કરાવ્યો હતો અર્થાત્ પોતાના નામને જપાતું જોઈ તેમના મનમા ત્રાઇક અભિમાન થયુ અને તેથી જ્યારે તેઓ મૃત્યુ પામી ઈશ્વરની સભામા ગયા ત્યારે ઈશ્વરે તેમને પૂછ્યું કે,-"તમે પોતાના નામનો કલમામા શા કારણથી સમાવેશ કર્યો અને પોતાનું નામ કેમ જપાવ્યુ, તેમ જ એક નવીન ધર્મનો વિશ્વમાં શા કારણથી વિસ્તાર કર્યો ? વળી કેટલેક સ્થળે તમે હિંસાને ધર્મ તરીકે ઓળખાવી છે, એથી તમને શો લાભ મળ્યો વારુ ? અર્થાત્ એ પાપરૂપ ધર્મ સર્વને દુ ખદાયક છે અને હિંસાકર્મને જોઇને સર્વ જનો એ ધર્મથી મુઝાયા કરે છે આ કારણથી હવે તમારો છૂટકો થવાનો નથી, કિંતુ તમને મહા દુ ખની પ્રાપ્તિ થવાનો સભવ છે આનું જ્યાં સુધી યોગ્ય પ્રાયશ્ચિત્ત ભોગવશો નહિ, ત્યાં સુધી તમારા અઘનું ક્ષાલન થવાનું નથી અર્થાત્ પાપના ક્ષાલનમાટે તમે હિંદુના ગૃહમાં જન્મ ધારો, હિંસાહીન કર્મ કરો, ચિત્ત લગાવીને ઈશ્વરના ભજનસ્મરણ આદિ કરો અને દયા, ધર્મ તથા પ્રભુની ભક્તિને હૃદયમા દઢાવો એ જ માર્ગે અન્ય જનોને પણ દર્શાવો, કે જેથી તમને એનાં સારાં ફળો મળે એક જ ઈશ્વર સર્વઘટમા વ્યાપક છે, તેને સદા અકર્ત્તા જાણો, સર્વનું પોતાનું રૂપ તે જ છે અને અન્ય સર્વ ઉપાધિઓ ભ્રમરૂપ છે આત્મજ્ઞાન વિના મુક્તિ છે જ નહિ અને જીવ તથા ઈશનો ભેદ નથી, એ નિશ્ચયપૂર્વક માની લ્યો

હુ ઈશ્વર તમારાથી ભિન્ન નથી, બ્રહ્મ એક જ છે અને આ સર્વ મિથ્યા પ્રપચ છે જીવ જ ઈશ છે અને માયા ઉપાધિ છે, એ તત્ત્વનું જેણે શોધન કર્યું છે, તે જ ભેદને જાણી શકે છે. સર્વ પ્રપચ વાણીમા જ રહેલો છે, લક્ષમા પ્રપચનો અશ માત્ર પણ નથી જે મનુષ્ય વસ્તુને જાણે છે, તે કદાપિ કોઈ પણ પ્રકારની હિંસા કરતો જ નથી, કારણ કે તે કોઇને પોતાથી ભિન્ન જોતો નથી, એટલે પછી હિંસા કરવાની બુદ્ધિ જ તેને ક્યાથી થાય વારુ ? મૂઢ જન પણ પોતાના મરણને ઇચ્છતો નથી તો પછી વિદ્વાન કોઇને મારવાની મતિ કેમ જ ધારે ? સર્વમા જ્યા આપણુ જ રૂપ ભર્યું છે, તો પછી નિર્દયતા કોના પર ચલાવવી ? હિંસા કદાપિ ધર્મ થઈ શકે જ નહિ કારણ કે, ધર્મ કેવળ કરુણામા જ રહેલો છે જે જનમાં કરુણાબુદ્ધિ નથી તેની પશુકોટિમા જ ગણના કરેલી છે, ભેદ માત્ર એટલો જ કે, પશુને શૃગ તથા પુચ્છ હોય છે અને કરુણાહીન જનને શૃગ તથા પુચ્છ આદિ હોતાં નથી, એ વિનાના તેમના અન્ય સર્વ લક્ષણો સમાન હોય છે

"ભક્તિ બે પ્રકારની છે અને તે નિર્ગુણ તથા સગુણ ભક્તિના નામથી ઓળખાય છે. એમાંની પ્રથમ સગુણ ભક્તિ કર્તવ્ય છે અને સાર પછી નિર્ગુણ ભક્તિ કરવા યોગ્ય છે. તે સર્વ તમે યથાવાત્ર કરજો અને ચિત્તના ધર્મના તીવ્ર ભાવને ધારજો. જ્યારે તમને જ્ઞાનની પ્રાપ્તિ થશે, ત્યારે તેની સમષ્ટિમાં વ્યાપ્તિ હોવાથી તમને મોક્ષપદ મળી જશે અને તમારો જન્મમરણનો ફેરો ટળી જશે. હવે તમે ભૂલોકના જાઓ અને ત્યાં શુભ કૃત્યોને પ્રસારો. ઈશ્વરની આવી આજ્ઞાથી તેમણે ભૂલોકમા જન્મ ધારણ કર્યો અને એક હિન્દુના ગૃહમાં તેના પુત્રરૂપે નિવાસ કરવા લાગ્યા. ત્યાં તેઓ ઈશ્વરના ઉપદેશનું સ્મરણ કરીને અત્યંત ભક્તિ કરવા લાગ્યા, ગંગા આદિ સર્વ તીર્થોની યાત્રા કરી આવ્યા, અનુક્રમે નવધા ભક્તિ કરી અને સદા ઉપશમથી વિચરવા લાગ્યા એવી રીતે તેમણે સાત જન્મપર્યન્ત ભક્તિ કરી અને જે સમયે તેમને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થઈ, ત્યારે જ તે પીર સાહબનો મોક્ષ થયો

"સારાંશ કે, ઇસ્લામ ધર્મ તલ્વારની તીખી ધાર સમાન છે, એટલે એ માર્ગમાં આલિમો વિના અન્ય કોઈ ચાલી શકે તેમ નથી અને જે આલિમ હોય છે તે જ એના ભેદને જાણી શકે છે. જે બુદ્ધિમાન્ મનુષ્યો છે, તેમને જરા પૂછી જુઓ તો એ જ ઉત્તર મળશે કે, હિંદુ અને મુસલ્માન બન્ને ભાઇઓ છે, એમાં લેશમાત્ર પણ અસત્ય નથી હે શાહ અને વજીર! માત્ર એ બન્નેના માર્ગો જ જૂદા છે; એટલામાટે આ અત્યાચારને ત્યાગી દ્યો અને હૃદયમા દયાભાવને ધારણ કરો અત્યાચારથી ઈશ્વર પ્રસન્ન થતો નથી અને અત્યાચાર કરનાર પાપી અથવા પાજીના નામથી જ ઓળખાય છે. મારા આ કથનને સત્ય માનો અને એનો શાંતિથી વિચાર કરી જુઓ" શ્રી ઉદેરાની આ વાણી સાંભળીને શાહ આશ્ચર્યચકિત થઈ ગયો અને મનમાં વિચાર કરતો તે પોતાના વજીર આહાના મુખને જોવા લાગ્યો તે વજીરને પૂછવા લાગ્યો કે –

"હવે બતાવો કે, આનો શો ઉપાય કરવો, કારણ કે, મને કશો પણ માર્ગ સૂઝતો નથી આ પુરુષ કોણ છે અને ક્યાંથી આવ્યો છે, તે કાંઈ સમજી શકાતું નથી." એના ઉત્તરમા વજીર શાહને સમજાવીને કહેવા લાગ્યો કે,–'હે શાહ! આ હિંદુ અને મુસલ્માન સર્વના દરિયા પીર છે અને પુરાતન પુરુષ છે, નવીન પુરુષ નથી. આમને તમે માનવ જાતિના જાણશો નહિ, કિન્તુ એક ઓલિયા જ માનજો. એઓ સિન્ધુમાથી

નીકળીને આવ્યા છે અને જિંદપીર હોવાથી સર્વને મન ભાવ્યા છે. એમના સકલ ઉપદેશને માની લ્યો, એવો મારો જાતે અભિપ્રાય છે, પરંતુ આપણી શરાને આપણાથી કેવી રીતે ત્યાગી શકાય, એનો જ માત્ર વિચાર થયા કરે છે; કારણ કે, આપણા મુખમાંથી જે વાત નીકળી ગઈ છે, તે પ્રમાણેનું વર્ત્તન જો આપણે નથી કરતા, તો જગતમાં આપણી હાંસી થવાનો પૂરેપૂરો ભય રહ્યા કરે છે."

અર્થાત્ જેવી રીતે સર્પ પોતાના વિષને ત્યાગતો નથી, તે જ પ્રમાણે કોટિ પ્રકારો કર્યાં છતાં પણ દુષ્ટ પુરુષ પણ પોતાની દુર્મતિને ત્યાગી દેતો નથી. આહા પણ કેટલેક અંશે એવી જ પ્રકૃતિનો હોવાથી તે શાહને સલાહ આપતો કહેવા લાગ્યો કે;—"હે બાદશાહ સલામત! આ પુરુષને ચતુર્ભુજ કરી લ્યો, એટલે તેથી આપણા સર્વ કાર્યની સિદ્ધિ થઈ જશે. એમને કોઠીમાં રાખો અને પછી શરાના પ્રચારનો હુકમ ફર્માવી દ્યો." આહાની આવી સલાહ સાંભળીને મરખશાહે પોતાના માણસોને બોલાવ્યા અને "આ પુરુષને સત્વર પકડી લ્યો!" એ પ્રમાણેની તેમને આજ્ઞા આપી દીધી. એ આજ્ઞા સાંભળીને તે માણસો દોડધામ અને ધમાચકડી કરીને શ્રી ઉદેરાને પકડવાની ચેષ્ટાઓ કરવા લાગ્યા; પરંતુ શ્રી લાલઉદેરા તે ક્ષણે જ અંતર્ધાન થઈ ગયા અને તેથી તેમના હાથમાં ન આવ્યા. સિપાહીઓ તેમને શોધતા શોધતા હયરાન થઈ ગયા અને દિગ્મૂઢ જેવા બની ગયા. જ્યારે તેઓ સર્વથા નિરાશ થયા ત્યારે અમરલાલ પાછા દેખાયા, છતાં તેમના ભેદને કોઈ જાણી શક્યું નહિ; કારણ કે, તેમને જોતાં જ વળી પાછા સર્વ પકડવામાટે દોડ્યા, પરંતુ બીજીવાર પણ તેઓ હાથમાં આવ્યા નહિ. હવે લાલ સ્વામીએ વિવિધ રૂપો ધારવા માંડ્યાં અને એક બાળકનાં આવાં અદ્ભુત ચરિત્રોને જોઈને સર્વ જનો આશ્ચર્યથી મોઢામાં આંગળીઓ નાખવા લાગ્યા. શ્રી ઉદેરા કોઈવાર જલસ્વરૂપ થતા હતા તો કોઈવાર સ્થળરૂપને ધારતા હતા; કોઈવાર અનળની જ્યોતિના સ્વરૂપે દેખાતા હતા તો કોઈવાર પવનના ઝપાટારૂપે જણાતા હતા. એક ક્ષણે નભવત્ અરૂપ તો અન્ય ક્ષણે મહા વિકરાલરૂપ દૃષ્ટિગોચર થતા હતા. તેમને શોધતાં શોધતાં સર્વ જનો થાકીને લોથ થવા છતાં તેઓ કોઈ પણ પ્રકારે કોઈના પંજામાં આવતા ન હોતા. તેમને પકડવાના અનેક ઉપાયો કરવામાં આવ્યા, પરંતુ તે ઉપાયોમાંને એક પણ ઉપાય સિદ્ધ થયો નહિ. એથી તે લોકોએ એક અન્ય યુક્તિ શોધી કાઢી અને આહા શાહને કહેવા લાગ્યો કે;—"આ જાદૂગર ભારી છે અને હાથમાં

નથી આવતો, તેથી જણાય છે કે જબરો ખેલાડી છે. હવે બધાં હિંદુ-ઓને અહીં બોલાવો અને તેમના મુખથી આપણા પાક કલામે-શરીફનો ઉચ્ચાર કરાવો. અર્થાત્ હે શાહ! સર્વને ગમે તેમ કરીને પણ આપણા દીને ઇસ્લામમાં લાવો; એ જ અદલ ઇન્સાફ છે અને મુસલમાનની કીર્તિ એ સત્કૃત્યથીજ વધે છે."

આહાનો એ ઉપદેશ સાંભળીને શાહે સિપાહીઓને હુકમ ફર્માવી દીધો કે;–"સઘળા હિન્દુઓને પકડીને લઈ આવો." હુકમની તામીલ તરત કરવામાં આવી અને સર્વ હિન્દુઓને પકડીને ત્યાં હાજર કરવામાં આવ્યા. તેમને મહાત્રાસ આપવામાં આવ્યો અને સર્વ નરનારી-જન હાહાકાર કરવા લાગ્યાં. તેઓ હૃદયમાં શ્રીઉદેરાને સ્મરતા કહેવા લાગ્યા કે,–"હે સ્વામિન્! અમો સર્વ આપનાં બાળક છીએ, એટલે અમારી આપના ચરણોમાં એ જ પ્રાર્થના છે કે, આ સંકટમાં અમારી સહાયતા કરો!" પોતાના ભક્તોની આવી પ્રાર્થના સાંભળીને જલ-નાથ અત્યંત કોપાયા અને તેમણે વસંતરને બોલાવીને તત્કાળ એવી આજ્ઞા આપી દીધી કે;–"અહીં મુસલ્માનોના જેટલા ધામ છે, તેમાંનું એક પણ અવશિષ્ટ રહેવા ન પામે, એવી વ્યવસ્થા કરો." વસંતરે આજ્ઞા પ્રમાણેનું સર્વ કાર્ય એક ક્ષણ માત્રમાંજ કરી નાખ્યું અને તે ચમત્કારને જોઇને શાહ બહુ જ પરીશાન તથા મૂઢ જેવો બની ગયો; તેને નિજસંકટમુક્તિનો એક પણ ઉપાય સૂઝ્યો નહિ. તેની આવી અવસ્થાને જોઇને લાલસ્વામી તેને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે;–

"હે મરખશાહ, તમો સર્વ મુગ્ધ અને જ્ઞાનહીન છો અને તેથી અદ્યાપિ તમે કાંઈ જાણી શક્યા નથી, હજી પણ જો તમારી ઇચ્છા હોય, તો અનેક પ્રકારના ખેલ હું તમને બતાવવાને તૈયાર છું–એક ક્ષણ માત્રમાં સર્વ સંહાર કરીને અન્ય ક્ષણે સર્વને સજીવન કરવાની શક્તિ મારામાં છે." શ્રીઉદેરાનાં આ વચનો સાંભળીને જાણે કાળને જોતા હોયની! તદ્દત્ શાહ અને વજીર કંપવા લાગ્યા અને 'રહમ કરો, રહમ કરો!' એમ બોલતા તેઓ શ્રીઉદેરાનાં ચરણોમાં મસ્તક નમાવીને જમીનપર પડી ગયા. તેઓ વધારામાં બોલ્યા કે;–"હે પીરોના પીર! અમે તમારી મોટી તકસીર કરી છે, પણ હે જલનાથ! તેની અમને મોઆફી આપો. આપ સર્વ જીવોના સ્વામી છો, એ આપના મહિમાને અમો જાણી શક્યા ન હોતા." તેમની આ દીનતાને જોઈ અમરલાલ નીચે પ્રમાણે તેમને બોધવાર્તા સંભળાવવા લાગ્યા;–

"હે શાહ! હું તારા કલ્યાણની જે વાર્તા કહું છું, તે ધ્યાનપૂર્વક

સાભળી લે મારો તમો સર્વને એ જ ઉપદેશ છે કે, પોતાની ઇન્દ્રિયોને વશ રાખો અને વિકારવશ ન થાઓ, એમા જ તમારી મહત્તા છે સદા શ્રેષ્ઠ પુરુષોનો સગ કરો કે જેથી કુમતિનો નાશ થતા સુમતિનો ઉદય થાય ગર્વને કદાપિ ધારશો નહિ, કારણ કે, એ ગર્વથી ઘણીકવાર અકાળે કાળ આવી જાય છે અન્યના દોષોને જોશો નહિ, કારણ કે, એથી રોષનો ઉદ્ભવ થાય છે પ્રજાનું પ્રતિપાલન કરવુ, અન્યાયથી અતિશય ડરવુ, શત્રુ સાથે શૂરતાથી લડવુ, રણભૂમિમા પાછુ પગલું ન કરવુ, પોતાના શરણાગતની સદૈવ રક્ષા કરવી અને તેમ કરી પોતાના કર્ત્તવ્યથી મુક્ત થવુ, એ ઇત્યાદિ અન્ય પણ રાજાના અનેક શુભ લક્ષણો છે અને એ પ્રમાણે જે વર્ત્તે છે તે જ રાજા બુદ્ધિમાન્ ગણાય છે

"હૃદયપૂર્વક ધર્મદાન કરવા અને ફકીર તથા મિસ્કીનોની સભાળ લેવી સર્વપર ઉપકાર જ કરવો, કારણ કે, પરોપકારહીન જીવન સદા મરણતુલ્ય મનાય છે આપત્તિના સમયમાટે ધનવડે ભડાર ભરેલો રાખવો અને અસત્ય વચન કદાપિ વદવુ નહિ કોઈ પણ જો નૈસર્ગિક મિત્ર હોય તો તે માત્ર ગૃહની સ્ત્રી જ છે, એટલે આમા નિરતર કપટહીન પ્રેમ રાખવો પ્રજાની ઉત્પત્તિને વધારવી અને પ્રજાના પ્રેમને પ્રાપ્ત કરવો કોઇના ધર્મને બળાત્કારે લજાવવો નહિ, અર્થાત્ ધર્મના કાર્યમા હસ્તાક્ષેપ કર્યા વિના અન્ય સર્વ યોગ્ય અધિકારો ચલાવવા પડિતોને પોતા સમક્ષ રાખવા અને પોતે પણ વિદ્યાનો આસ્વાદ લેવો, કારણ કે, વિદ્યા વિના મનુષ્ય અધ કહેવાય છે અને વિદ્યાના યોગે જ્ઞાનરૂપ નવીન ચક્ષુની પ્રાપ્તિ થાય છે કોઇપર પણ અકારણ ક્રોધ કરવો નહિ, તેમ જ ખરા અપરાધી અને પાપી જનના પાપની અયોગ્ય ક્ષમા પણ ન આપવી

"પોતાના આરોગ્યને જાળવવુ અને અતિ લોભ તથા મહત્ત્વાકાક્ષાને હૃદયમા સ્થાન ન આપવુ સર્વ પ્રકારના દુર્વ્યસનોને ત્યાગી દેવા અને સદાચારના માર્ગમાં ચાલવુ કોઇનો પણ પક્ષપાત કરવો નહિ અને ચોર તથા શાહુકારને યથાનુક્રમ ઉચિત દડ તથા ઉપહાર આપવા સર્વ જીવો પ્રતિ દયાભાવ રાખવો અને સર્વને અમૃતદૃષ્ટિથી જ નિહાળવા કાયદા અને કાનૂન (ધારા તથા નિયમો)ને નિર્માણ કરી સમસ્ત પ્રજાને પોતાના અધિકારમાં રાખી તવગર તથા કગાલને એવી રીતે વર્ત્તાવવા કે જેથી કોઇના મનમાં જરા પણ ઓછુ આવે નહિ સૈનિકોને નિરતર સતુષ્ટ રાખવા અને તેઓ અસતુષ્ટ ન થાય એનો નિરતર વિચાર

રાખવો. વિચાર વિના વ્યય ન કરવો અને આગળ દૃષ્ટિ કરીને જ આગળ પગ ભરવો. તેમ જ પોતાના કરતાં જે વધારે શક્તિમાન મોટો પૃથ્વીપતિ હોય, તેની સાથે સદા હળીમળી મિત્રભાવથી રહેવું એ જ બુદ્ધિમાનોની નીતિ છે.

"લોભિષ્ટ જનને કદાપિ પોતાનો મિત્ર કરવો નહિ અને અસત્ય વાદીના સંગને સદા પરિહરવો. પોતાના ગુરુનો અત્યંત આદર સત્કાર કરવો અને કાઝી તથા મૌલવી આદિકોને માનપૂર્વક પોતા પાસે રાખવા. સર્વ જનોના સ્નેહને મેળવવો અને રસોઈ એક જ મનુષ્યના હાથની કરેલી ખાવી. સર્વના કલ્યાણની ઇચ્છા રાખવી અને લોભને મહત્ત્વ આપવું નહિ. પોતાના દેશને સ્વચ્છ રાખવો કે જેથી સર્વ વર્ણના લોકો સુખ અને આરોગ્યમાં રહે. સ્થળે સ્થળે ઔષધાલયો ઉઘ-ડાવવાં અને તેમાંથી ગરીબ લોકોને તેમના રોગની ઔષધિ મફત અપાય એવી વ્યવસ્થા કરવી. બુદ્ધિમાન્ પ્રધાન (વઝીર) ને પાસે રાખવો અને તેની મન્ત્રણા પ્રમાણે વર્તવું. રાજસભામાં નિત્ય આવવું અને સભા વિસર્જન થયા પછી ત્યાંથી જવું. અપરાધ વિના કોઇનો પણ ઘાત કરવો નહિ અને રાવ કે રંકને એક સરખો ઇન્સાફ આપવો.

"હરામના માલને હરામ જાણવો અને જેટલો પોતાનો હક હોય તેટલુંજ લેવું. પોતાના દીન (ધર્મ)માં પૂરો ઇમાન (ભાવ) રાખવો અને પાક કલમાનો મુસલ્માન તરીકે તમે મુસલમાન હોવાથી ઉચ્ચાર કરવો. ખુદાની બંદગી અને નમાજ આદિ યથાનિયમ કરવાં અને રમ-જાન શરીફમાં રોજા રાખી ઇદને દિવસે ઇદગાહમાં જઇને ખુદાની તાઅત કરવી. અંતકાળે, હે શાહ! કેવળ એ જ વસ્તુઓ કામ આવનારી છે અને અન્ય સર્વ કેવળ ભ્રમણામાં નાખનારા માર્ગો છે. પોતાના આત્માને ઓળખો અને વજૂદ શી વસ્તુ છે તે જાણો. આ ઘણી જ ઝીણી વાત છે અને એને જાણ્યા વિના મનુષ્ય મનુષ્ય નામને યોગ્ય જ નથી. આદમ જો કે ખુદા નથી, છતાં ખુદાના નૂરથી આદમ જુદા નથી. મારેફતનાં પુસ્તકો જુઓ અને તદનુસાર ચાલો. આ દોલત અહીં જ રહી જશે, સાથે કાંઈ પણ આવવાનું નથી; સાથે માત્ર નેકી અને બદી જ આવે છે, માટે બદીને ત્યાગીને નેકી કરતા રહો.

"વળી મારું એક બીજું કથન એ છે કે, આ વઝીર અતિશય અત્યાચારી છે; જે કાંઈ પણ અનિષ્ટ થયું છે તે કેવળ આના ઉપ-દેશથી જ થયું છે, એટલે હવે તમારે આ બલાથી તો દૂર જ રહેવું. એણે મારાં સર્વ ચરિત્રો જોયાં હતાં અને એ ચરિત્ર માનવજાતિના ન

હોઈ શકે, એ વાત એના જાણવામાં પણ આવી ગઈ હતી એણે મને જિન્દપીર તરીકે જાણી લીધો હતો અને તમારા સમક્ષ પણ મારુ તેવુ જ વર્ણન કર્યુ હતું, છતા જ્યારે તેં એની સલાહ માગી ત્યારે એણે ઊંધો જ રસ્તો બતાવ્યો અર્થાત્ એના ઉપદેશ પ્રમાણે ચાલ વાથી કદાચિત્ તારો જ નાશ થઈ જાત—જો મારો શરણાગત તુ ન થયો હોત તો તારા અનિષ્ટમા વિલબ નહોતો જો એ યોગ્ય ઉપ દેશ આપત, તો આ પ્રતિપક્ષિતા શામાટે થાત વારુ? જેના મુખમા અમૃત અને હૃદયમા હલાહલ હોય છે, તેને કદાપિ પાસે રાખવો નહિ મારા આ ઉપદેશને હૃદયમા ધારણ કરીને હે મરખશાહ! તુ અવિચલ આનદમા રહે, એવો મારો આશીર્વાદ છે।"

મરખશાહ શ્રી અમરલાલના આ ઉપદેશનું શ્રવણ કરીને દંડવત્ તેમના ચરણોમા પડી ગયો અને ત્યાર પછી હૃદયમા ગાઢ પ્રેમને ધારી હસ્તદ્વય જોડી તેમના સમક્ષ ઉભો રહ્યો તે પોતાના મુખથી શ્રી ઉદેરા લાલની સ્તુતિ કરતો કહેવા લાગ્યો કે,—"અય હજરત સલામત! આપ પીરોના પણ પીર છો, અમારા દસ્તગીર છો અને અમો સર્વ હિંદુ તથા મુસલ્માન આપના મુરીદ છીએ તમે જ મૌના અને તમે જ મહમદ છો અને સમસ્ત પયગબરોની સરહદ પણ તમે જ છો તમે જે ઉપદેશ આપ્યો છે તે પ્રમાણે જ હુ અક્ષરે અક્ષર વર્ત્તીશ, હિંદુઓને હું બધુ સમાન માનીશ અને દ્વેષભાવને કદાપિ હૃદયમાં ધારીશ નહિ હુ પાક ખુદાના કસમથી કહુ છુ કે મારા હૃદયમા હવે વૈરભાવનો અણસાર પણ નથી ' એ સાંભળી જનપતિ તથાસ્તુ કહી ત્યાથી ઉઠ્યા અને અન્ય જનો પણ ચાલ્યા ગયા અચાનક ગગનમા જયજયકારનો ધ્વનિ થતો સભળાયો

## ચતુર્થ પ્રભાવ

### ગુરુ ગોરખનાથદર્શન

નભમાં સ્થિત થએલા દેવો શ્રી ઉદેરાના એ ચરિત્રને નિહાળીને અતિશય પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે—"શ્રી વરુણદેવના અવ તારના ભેદને કોણ જાણી શકે એમ છે વારુ?" એમ કહીને તેમણે, જાણે મેઘ જળની વૃષ્ટિ વર્ષાવતો હોયની! તદ્દત્ પુષ્પોની વૃષ્ટિ વર્ષાવી અને અત કરણમા અત્યન્ત આનદ પામીને તેઓ અમરલાલની કીર્તિના ગાન ગાવા લાગ્યા મુસલ્માનો અમરલાલને 'પીર પીર' કહીને સમો-

રાખવો, વિચાર વિના વ્યય ન કરવો અને આગળ દૃષ્ટિ કરીને જ આગળ પગ ભરવો. તેમ જ પોતાના કરતાં જે વધારે શક્તિમાન મોટો પૃથ્વીપતિ હોય, તેની સાથે સદા હળીમળી મિત્રભાવથી રહેવું એ જ બુદ્ધિમાનોની નીતિ છે.

"દ્રોહિષ્ટ જનને કદાપિ પોતાનો મિત્ર કરવો નહિ અને અસત્ય વાદીના સંગને સદા પરિહરવો. પોતાના ગુરુનો અત્યંત આદર સત્કાર કરવો અને કાઝી તથા મૌલવી આદિકોને માનપૂર્વક પોતા પાસે રાખવા. સર્વ જનોના સ્નેહને મેળવવો અને રસોઈ એક જ મનુષ્યના હાથની કરેલી ખાવી. સર્વના કલ્યાણની ઇચ્છા રાખવી અને લોભને મહત્ત્વ આપવું નહિ. પોતાના દેશને સ્વચ્છ રાખવો કે જેથી સર્વ વર્ણના લોકો સુખ અને આરોગ્યમાં રહે. સ્થળે સ્થળે ઔષધાલયો ઉઘાડવાં અને તેમાંથી ગરીબ લોકોને તેમના રોગની ઔષધિ મફત અપાય એવી વ્યવસ્થા કરવી. બુદ્ધિમાન્ પ્રધાન (વઝીર) ને પાસે રાખવો અને તેની મન્ત્રણા પ્રમાણે વર્તવું. રાજસભામાં નિત્ય આવવું અને સભા વિસર્જન થયા પછી ત્યાંથી જવું. અપરાધ વિના કોઈનો પણ ઘાત કરવો નહિ અને રાવ કે રંકને એક સરખો ઇન્સાફ આપવો.

"હરામના માલને હરામ જાણવો અને જેટલો પોતાનો હક હોય તેટલુંજ લેવું. પોતાના દીન (ધર્મ)માં પૂરો ઇમાન (ભાવ) રાખવો અને પાક કલમાનો મુસલ્માન તરીકે તમે મુસલ્માન હોવાથી ઉચ્ચાર કરવો. ખુદાની બંદગી અને નમાજ આદિ યથાનિયમ કરવાં અને રમજાન શરીફમાં રોજા રાખી ઇદને દિવસે ઇદગાહમાં જઈને ખુદાની તાઅત કરવી. અંતકાળે, હે શાહ! કેવળ એ જ વસ્તુઓ કામ આવનારી છે અને અન્ય સર્વ કેવળ ભ્રમણામાં નાખનારા માર્ગો છે. પોતાના આત્માને ઓળખો અને વજૂદ શી વસ્તુ છે તે જાણો. આ ઘણી જ ઝીણી વાત છે અને એને જાણ્યા વિના મનુષ્ય મનુષ્ય નામને યોગ્ય જ નથી. આદમ જો કે ખુદા નથી, છતાં ખુદાના નૂરથી આદમ જુદા નથી. મારેફતનાં પુસ્તકો જુઓ અને તદનુસાર ચાલો. આ દૌલત અહીં જ રહી જશે, સાથે કાંઈ પણ આવવાનું નથી; સાથે માત્ર નેકી અને બદી જ આવે છે, માટે બદીને ત્યાગીને નેકી કરતા રહો.

"વળી મારૂં એક બીજું કથન એ છે કે, આ વઝીર અતિશય અત્યાચારી છે; જે કાંઈ પણ અનિષ્ટ થયું છે તે કેવળ આના ઉપદેશથી જ થયું છે, એટલે હવે તમારે આ બલાથી તો દૂર જ રહેવું. એણે મારાં સર્વ ચરિત્રો જોયાં હતાં અને એ ચરિત્ર માનવજાતિનાં ન

હોઈ શકે, એ વાત એના જાણવામાં પણ આવી ગઈ હતી એણે મને જિન્દપીર તરીકે જાણી લીધો હતો અને તમારા સમક્ષ પણ મારૂ તેવુ જ વર્ણન કર્યું હતું, છતા જ્યારે તેં એની સલાહ માગી ત્યારે એણે ઊંધો જ રસ્તો બતાવ્યો અર્થાત્ એના ઉપદેશ પ્રમાણે ચાલવાથી કદાચિત્ તારો જ નાશ થઈ જાત—જો મારો શરણાગત તુ ન થયો હોત તો તારા અનિષ્ટમા વિલમ્બ નહોતો જો એ યોગ્ય ઉપદેશ આપત, તો આ પ્રતિપક્ષિતા શામાટે થાત વારુ? જેના મુખમા અમૃત અને હૃદયમા હલાહલ હોય છે, તેને કદાપિ પાસે રાખવો નહિ મારા આ ઉપદેશને હૃદયમા ધારણ કરીને હે મરખશાહ! તુ અવિચલ આનદમા રહે, એવો મારો આશીર્વાદ છે।"

મરખશાહ શ્રી અમરલાલના આ ઉપદેશનું શ્રવણ કરીને દડવત્ તેમના ચરણોમા પડી ગયો અને ત્યાર પછી હૃદયમા ગાઢ પ્રેમને ધારી હસ્તદ્વય જોડી તેમના સમક્ષ ઉભો રહ્યો તે પોતાના મુખથી શ્રી ઉદેરા લાલની સ્તુતિ કરતો કહેવા લાગ્યો કે,—"અય હજરત સલામત! આપ પીરોના પણ પીર છો, અમારા દસ્તગીર છો અને અમો સર્વ હિંદુ તથા મુસલ્માન આપના મુરીદ છીએ તમે જ મૌલા અને તમે જ મહમદ છો અને સમસ્ત પયગબરોની સરહદ પણ તમે જ છો તમે જે ઉપદેશ આપ્યો છે તે પ્રમાણે જ હું અક્ષરે અક્ષર વર્ત્તીશ, હિંદુઓને હુ બધુ સમાન માનીશ અને દ્વેષભાવને કદાપિ હૃદયમાં ધારીશ નહિ હુ પાક ખુદાના કસમથી કહુ છુ કે મારા હૃદયમા હવે વૈરભાવનો અશમાત્ર પણ નથી" એ સાંભળી જલપતિ તથાસ્તુ' કહી ત્યાંથી ઉઠ્યા અને અન્ય જનો પણ ચાલ્યા ગયા અચાનક મગલમય જયજયકારનો ધ્વનિ થતો સભળાયો

## ચતુર્થ પ્રભાવ

### ગુરુ ગોરખનાથદર્શન

નભમાં સ્થિત થએલા દેવો શ્રી ઉદેરાના એ ચરિત્રને નિહાળીને અતિશય પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે—"શ્રી વરુણદેવના અવતારના ભેદને કોણ જાણી શકે એમ છે વારુ?' એમ કહીને તેમણે, જાણે મેઘ જળની વૃષ્ટિ વર્ષાવતો હોયની! તદ્વત્ પુષ્પોની વૃષ્ટિ વર્ષાવી અને અત કરણમા અત્યન્ત આનદ પામીને તેઓ અમરલાલની કીર્તિના ગાન ગાવા લાગ્યા મુસલ્માનો અમરલાલને 'પીર પીર' કહીને સબો-

થવા લાગ્યા અને હિંદુઓ તેમને 'દેવ'ના સંબોધનથી બોલાવવા લાગ્યા. એ પછી શ્રી લાલ ઉદેરા ત્યાંથી વિદાય થયા એટલે સર્વેએ તેમને નિરખવામાટે લોકોના અનન્ત સમુદાય એકત્ર થયા અને તેમણે તેમને ચારે તરફથી ઘેરી લીધા. શાહ આદિ તેમની સાથે જ ચાલતા હોવાથી તે સમયની તેમની શોભા સર્વથા અવર્ણનીય જ હતી. જાણે વિષ્ણુ ભગવાન્ અન્ય દેવોના સમુદાયમાં વિચરતા હોયની! તે પ્રમાણે હિન્દુઓના મધ્યમાં શ્રી ઉદેરો શોભતા હતા. અથવા તો જાણે ભૂત તથા પિશાચોના મધ્યમાં ભૂતનાથ મહાદેવ ચાલ્યા જતા હોયની! તદ્વત્ અમરલાલ મુસલ્માનોના મધ્યમાં શોભી રહ્યા હતા. કિંવા જાણે ઋત્વિજનોના સંગમાં બ્રહ્મા નીકળ્યા હોયની! તેવી રીતે તેઓ બ્રાહ્મણોના સમુદાયમાં શોભતા હતા. સર્વત્ર કેવળ મંગળ અને મંગળનો જ વિસ્તાર થઇ રહ્યો અને વાદ્યોના ધ્વનિસહિત તેઓ નગરમાંથી બહાર આવી પહોંચ્યા.

નગરની બાહ્ય સીમામાં આવ્યા પછી 'સર્વ સુખમાં રહો!' એ પ્રમાણેનો આશીર્વાદ આપીને જલનાથે સર્વને પાછા વાળ્યા અને સર્વેના ગયા પછી ભાઇઓને પોતાના સ્થાનાને ચલાવવાની આજ્ઞા કરીને તેઓ શ્રી નસરપુર જવાને રવાના થયા. કેટલાક લોકો પોતપોતાને ઘેર ગયા, પરન્તુ કેટલાક લોકો તેમની સાથે પણ રહ્યા. તેઓ પ્રવાસની પરિસમાપ્તિ કરીને પોતાના પિતૃગૃહમાં આવી લાગ્યા અને ત્યાં તેઓ સર્વને બાળરૂપમાં જ દેખાવા લાગ્યા. સર્વ સેવકો તેમનાં ચરણોમાં પડીને વિદાય થયા અને શ્રી અમરલાલની અદ્ભુત કીર્તિનો સર્વત્ર પ્રસાર થઇ ગયો. શ્રી ઉદેરાલાલ સામાન્ય બાળરૂપે દિવસદિવસ સર્વ આનન્દમાં ઊછરીને મોટા થવા લાગ્યા અને તેઓ મોટા થતાં જાણે નન્દ અને યશોદાના ગૃહમાં શ્રી કૃષ્ણ જ હોયની! તદ્વત્ સર્વને સુખ તથા આનંદનો સાક્ષાત્કાર કરાવવા લાગ્યા અથવા તો જાણે દશરથ અને કૌશલ્યાના ભવનમાં રામચન્દ્ર સમાન આનન્દના સાગરને ઉછાળવા લાગ્યા. જ્યારે તેમનું વય પાંચ વર્ષનું થયું, ત્યારે તેમને વિદ્યાના ઉપાર્જનમાટે ગુરુ પાસે મોકલવામાં આવ્યા અને તે અવસરે રત્નરાયના હર્ષનો સર્વથા અવધિ જ થઇ ગયો.

શ્રી અમરલાલ જાણે જળનું પાન કરતા હોયની! તેવી રીતે વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યા અને અલ્પ સમયમાં જ તેઓ વિદ્યાનાં સૂક્ષ્મ તત્ત્વોને જાણીને ચોસઠ કળાઓમાં પ્રવીણ થઇ ગયા. તેમણે વેદ, વેદાંગ, પદ્દર્શન તેમ જ અન્ય મતમતાંતરોનો પણ બહુ જ સારો

અભ્યાસ કર્યો અને તેમાં પારંગત થઈ ગયા. વિશ્વમાં એવી કોઈ પણ વિદ્યા અવશિષ્ટ ન રહી કે જે શ્રી અમરલાલના જાણવામાં ન આવી હોય; એટલે કે, વિદ્યાના વિષયમાં તો તેઓ સર્વથા અનુપમેય જ થઈ રહ્યા. તેમની આવી અલૌકિકા બુદ્ધિને જોઇને તેમના વિદ્યાગુરુએ જાણી લીધું કે, 'મારો આ વિદ્યાર્થી કોઈ સાધારણ વ્યક્તિ નહિ, કિન્તુ અવશ્ય ઈશ્વરનો અવતાર જ હોવો જોઇએ; કારણ કે, એની બુદ્ધિ અપાર છે અને એની બુદ્ધિ સાથે સરખાવતાં મારી બુદ્ધિ કાંઈ પણ ગણનામાં નથી. સારાંશ કે, એ દેવોનો પણ દેવ જ હોવો જોઇએ!' અસ્તુ; આવી રીતે વિદ્યાગુરુની પાસે રહેતાં શ્રી અમરલાલનો સાત વર્ષ જેટલો કાળ વીતી ગયો અને ત્યાર પછી જ્યારે તેઓ વિદ્યાગુરુને ગુરુદક્ષિણા આપીને પોતાના ગૃહપ્રતિ જવાને નીકળ્યા તે વેળાયે તેમનો વિદ્યાગુરુ અતિશય ઉદાસીન થઈ ગયો.

વિદ્યાનું ઉપાર્જન કરીને જ્યારે શ્રી ઉદેરાલાલ પાછા ઘેર આવ્યા, એટલે તેમનાં માતાપિતાએ તેમને 'કુહર' વેચવાના પોતાના કુળના વ્યાપારનું શિક્ષણ આપવા માંડ્યું. જલચરસ્વામી પોતાનાં માતાપિતાની આજ્ઞાનુસાર વર્તવા લાગ્યા અને સર્વ લોકના અંતર્યામી હોવા છતાં સાધારણ માનવની લીલા કરવા લાગ્યા. તેઓ 'કુહર' વેચીને તરત પાછા ઘેર આવતા હતા અને નિત્ય એક પ્રકારના અન્નને સાથે લાવતા હતા. એમ થતાં થતાં અચાનક એક દિવસ માતા દેવકીના મનમાં એવો વિચાર સ્ફુરી આવ્યો કે:–'આ પુત્રનાં ચરિત્ર વિલક્ષણ તથા અપરિમેય છે અને એટલામાટે એની પાછળ જઇને જોવું જોઇએ કે, એ શી શી લીલાઓ કરે છે!' પોતાના મનમાં એ પ્રમાણેનો સંકેત કરીને એક દિવસ માતા દેવકી પોતાના પુત્રની પાછળ પાછળ ચાલ્યાં. જ્યારે ઉદેરાલાલ નદીના તીરપ્રાન્તમાં આવી પહોંચ્યા, તે વેળાયે નદીને પોતાનું નિવાસસ્થાન જાણીને ત્યાં ઊભા રહી ગયા. ત્યાર પછી તે જલચર નાયકે જળના ગર્ભમાં પ્રવેશ કર્યો અને 'કુહર'ને નાખી અન્નને લઇને પાછા જળમાંથી બહાર નીકળી આવ્યા.

તેમની આવી અદ્દભુત કૃતિને જોઇને માતા દેવકી આશ્ચર્યચકિત થયાં, તેમનાં નેત્રોમાંથી પ્રેમનાં અશ્રુ ખરી પડ્યાં અને તેમનો કંઠ ગદ્દગદિત થઈ ગયો. માતાનાં સ્તનોનો વિકાસ થવા લાગ્યો અને તેથી જાણે તેઓ પોતાના આત્મજને સ્તનપાન કરાવવા ઇચ્છતાં હોયની! એવો ભાવ વ્યક્ત થવા લાગ્યો. માતા દેવકી અન્ય અબળાઓ કરતાં પોતાને અત્યંત ભાગ્યશાલિની માનીને પોતે જ પોતાની

પ્રશંસા કરવા લાગ્યાં. હર્ષનો અતિરેક થવાથી માતા પુત્રને છાતી સરસો ચાંપી પુત્રનાં મુખને વારંવાર ચુંબનથી આર્દ્ર કરવા મંડી ગયાં અને માતાની આ પ્રેમચેષ્ટાને જોઈને શ્રી ઉદેરાલાલ પણ ઉં ઉં કરી માતાને અધિકાધિક આનંદ આપવા લાગ્યા. એ પછી માતા તથા પુત્ર ઘેર આવ્યાં અને ઘેર આવ્યા પછી માતા દેવકીએ પોતાના પતિને પુત્રના અદ્ભુત કૃત્યની ધર્મભૂત કથા કહી સંભળાવી. રત્નરાય પોતાના પુત્રના પ્રચંડ પ્રતાપની કથા સાંભળીને અંતઃકરણમાં અત્યંત હર્ષાન્વિત થયા.

શ્રી અમરલાલ દેવકીનંદન શ્રી કૃષ્ણ પ્રમાણે નિત્ય અન્ય પણ વિવિધ પ્રકારનાં કૌતુકો કર્યા કરતા હતા અને તેમનાં તે અલૌકિક કૃત્યોને જોઈને સર્વને આશ્ચર્ય થયા કરતું હતું. શ્રી લાલ ઉદેરા નિત્ય સિન્ધુના તટપર જતા હતા અને સ્નાન કરીને પાછા આવતા હતા. અને તેઓ પોતાના મિત્રોને નિત્ય નવા નવા રંગો બતાવતા હતા તેથી સર્વને અતિશય પ્રિયતમ લાગતા હતા. એક દિવસ જ્યારે તેઓ સિન્ધુના તીરપ્રાન્તમાં ગયા અને સિન્ધુના જળથી સ્નાન કરીને શીતળ થયા, તે વેળાયે સિન્ધુના નિર્મળ જળનો પ્રવાહ એવા પ્રકારના ધ્વનિ સહિત વહન કરતો હતો કે તે ધ્વનિને સાંભળતાં ધીર જનો પણ અધીર બની જતા હતા. એવામાં પનઘટ–પાણી ભરવાના આરા પાસે એક કૌતુક થયું અને તે એ કે, તે સ્થાનમાંથી અચાનક એક અવધૂત યોગીશ્વર બહાર નીકળી આવ્યા અને તે યોગીશ્વરની ભવ્ય તેજસ્વિતાને જોઈને શ્રી અમરલાલ ચકિત થઈ ગયા. તેમણે તરત તે યોગીશ્વરનાં ચરણોમાં નમન કર્યું અને તે દીનદયાળુ હસ્તદ્વય જોડી વંદનસહિત તે યોગીશ્વરને સંબોધીને પ્રાર્થના કરવા લાગ્યા કે:–

"હે સ્વામિન્, હું તમારો દાસ છું અને મારો કોઈ પણ સદ્‌ગુરુ છે નહિ. અર્થાત્ હું એમ જ માનું છું કે, આપ કેવળ મારા ઉદ્ધાર માટે જ પધાર્યા છો અને હું આપના દર્શનથી મને પોતાને મહાભાગ્યશાળી માનું છુ. હે નાથ, મને કૃપા કરીને આપનો શિષ્ય બનાવો અને મારા શિરપર આપના વરદ હસ્તને સ્થાપો! કારણ કે, ગુરુ વિના સર્વ વ્યર્થ મનાય છે; ગુરુ વિના રંચ માત્ર પણ શુદ્ધિ આવતી નથી. ગુરુ વિના જ્ઞાનની પ્રાપ્તિ કરી શકાતી નથી, ગુરુ વિના કોઈ પણ કાર્યની સિદ્ધિ થતી નથી, ગુરુહીન મનુષ્યનો જન્મ વ્યર્થ મનાય છે અને ગુરુ વિના માનવ મનની મલિનતાનો નાશ કદાપિ થતો નથી. ગુરુ વિના મનુષ્યને કોઈ પણ વસ્તુનો ભેદ મળી શકતો નથી, ગુરુ વિના બાહુના બળની સફળતા નથી, ગુરુ વિના કોઈપણ વિદ્યા સફળ થતી નથી અને ગુરુ વિના

બધી કરી કમાણી ધૂળધાણી થઈ જાય છે. અર્થાત્ ગુરુ વિના નિરતર પ્રકટ પદાર્થ પણ પરોક્ષ ભાસે છે, ગુરુ વિના ભ્રાંતિનો ભંગ થતો નથી અને ગુરુ વિના મોક્ષની પ્રાપ્તિ પણ અશક્ય જ મનાય છે.

"પૂર્વે જે અકળ, અખડ, અનત અને અપૂર્વ શ્રી રામચન્દ્રજીનો અવતાર થયો હતો, તે અન્ય સર્વ અવતારોમા શ્રેષ્ઠ હતો, એટલે કે, ઈશ્વરનો રામાવતાર જેવો અન્ય અવતાર થયો જ નથી, કારણ કે, શ્રી રામચદ્ર ન્યાયધુરન્ધર અને અન્યાયકુઠાર હતા, સજ્જનોના ત્રાતા અને દુષ્ટોના સહારનાર હતા તે ઈશ્વરાવતાર શ્રી રામચન્દ્રજીએ પણ મહર્ષિ વસિષ્ઠજીને પોતાના ગુરુ તરીકે સ્થાપ્યા હતા અને તેમના બોધથી પોતાના કાર્યની સિદ્ધિ કરી લીધી જ્યારે શ્રી રામચન્દ્રજી જેવાને પણ ગુરુની આવશ્યકતા અનિવાર્ય જણાઈ હતી, તો પછી અન્ય સાધારણ જનો ગુરુ વિના પોતાની શકાની નિવૃત્તિ કરી શકે, એ તો સભવે જ ક્યાથી વારુ? જેના શિરપર ગુરુ ન હોય, તે નુગરો કહેવાય છે અને નુગરાના મુખદર્શનથી પણ પાપ લાગે છે, એવો સર્વ ધર્મગ્રન્થોનો અભિપ્રાય છે એટલામાટે આપ મારા ગુરુ થાઓ અને મને પોતાનો શિષ્ય માનીને યોગ્ય ઉપદેશ આપો આ અનાથને સનાથ કરો અને મારી પ્રાર્થનાને સ્વીકારો "

તે યોગીશ્વર ત્રિકાળજ્ઞ હોવાથી જગત્પતિએ આવી અજ્ઞતાને ધારણ કરી લીધેલી જોઇને એક પ્રકારનુ સ્મિત કરવા લાગ્યા અને શ્રી અમરલાલની એ સુધાવાણીથી સતુષ્ટ તથા હર્ષિત થઇને કહેવા લાગ્યા કે -

"હે અમરલાલ, જે પૂર્ણ પરાત્પર બ્રહ્મ છે, તે જ તારુ અખડ સ્વરૂપ છે, તુ સર્વમા છે અને સર્વથી ભિન્ન છે તુ નિરાકાર પણ છે અને સાકાર પણ છે, તેં જ ચોવીસ અવતારોને* ધારણ કરેલા છે અને તુ દેવોનો પણ દેવ છે જિંદપીર તથા વરુણ તુ જ છે અને

* મુખ્યત ઈશ્વરના અવતારો દશ છે અને તે મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ તથા કલ્કિ નામથી ઓળખાય છે, પરન્તુ ભાગવત પુરાણમા વિષ્ણુના બાવીસ અવતારો ગણાવેલા છે અને તે આ પ્રમાણે -૧ પુરુષ, ૨ વરાહ, ૩ નારદ, ૪ નર નારાયણ, ૫ કપિલ, ૬ દત્તાત્રેય, ૭ યજ્ઞ, ૮ ઋષભ, ૯ પૃથુ, ૧૦ મત્સ્ય, ૧૧ કૂર્મ, ૧૨ ધન્વતરિ, ૧૩ મોહિની, ૧૪ નૃસિંહ, ૧૫ વામન, ૧૬ પરશુરામ, ૧૭ વેદવ્યાસ, ૧૮ રામ, ૧૯ બલરામ, ૨૦ કૃષ્ણ, ૨૧ બુદ્ધ અને ૨૨ કલ્કિ પરન્તુ એ પછી એ સખ્યામા બીજા બે અવતારોનો ઉમેરો થએલો હોવાથી અત્યારે ઈશ્વરના અવતારોની સખ્યા ચોવીસની મનાય છે અને તે સિદ્ધાન્તને જ અહીં સ્વીકારવામા આવ્યો છે

અત્યારે તને અમરલાલ નામથી ઓળખવામાં આવે છે. તું સર્વ તથા સર્વસાક્ષી છે; તું દુર્જનોનો શત્રુ તથા સજ્જનોપર કૃપાની વૃષ્ટિ વર્ષાવનાર છે; તું સાક્ષાત્ પરબ્રહ્મ હોવાથી કોઇનો પણ શિષ્ય છે નહિ અને થવાનો પણ નથી. છતાં પણ આ મૃતલોકના મનુષ્યોને એક પ્રકારની શિક્ષા આપવાના શુભ ઉદ્દેશથી તું દીક્ષિત થવા ઇચ્છે છે, એ હું સારી રીતે જાણું છુ. મહાજનોની આજ ઉત્તમ રીતિ છે અને તેને તું અનુસરતો હોવાથી હું તને ધન્યવાદ આપું છુ. હું તારા પર પ્રસન્ન થયો છુ અને તું મારાપર પ્રસન્ન થા; આપણા વચ્ચે કોઇ ભિન્નભાવ છે જ નહિ, તો પછી કોણ શિષ્ય અને કોણ ગુરુ, એનો નિર્ણય થવો અશક્ય નથી કે શું! છતા પણ તારો ક્ષત્રિયનો દેહ છે અને મારો યોગીનો દેહ છે; આ કારણથી તું મારો શિષ્ય થાય અને હું તારો ગુરુ થાઉં, એ વિધિ મને યોગ્ય જણાય છે, હું ગોરખનાથ†

† કેટલાક ગ્રન્થોમા, વિશ્વવિખ્યાત અમરયોગીન્દ્ર ગોરક્ષનાથ અથવા જેમને ગોરખનાથના નામથી ઓળખવામા આવે છે, તેમનું જીવનચરિત્ર આ પ્રમાણે આપવામા આવ્યુ છે –"ઉત્તર-પશ્ચિમ પ્રદેશવાસી એક ધર્મશીલ ગોપના ઘરમાં ગોરક્ષનાથનો જન્મ થયો હતો અને તેથી ગ્રામમાના અન્ય બાળકો પ્રમાણે ગોરક્ષનાથ પણ પોતાની બાલ્યાવસ્થામા ગાયો આદિને ચારવાનો વ્યવસાય કરતા હતા. એક દિવસ ગોરખનાથ વનમા ધેનુઓને ચરાવતા હતા, તેવામા ત્યાં અચાનક એક તેજ:પુંજ સન્યાસી તેમની પાસે આવી લાગ્યો અને તે આગન્તુક સન્યાસીની સૌમ્ય મૂર્તિના દર્શનથી બાળક ગોરખ નમ્ર થઇને તેના ચરણોમા પડી ગયો. સન્યાસીએ તેમની પાસેથી કાંઇક ખાદ્ય પદાર્થની યાચના કરી અને તેથી શાલપત્રમા દૂધ દોહીને ગોરખે તે દૂધ તે સન્યાસીને આપ્યુ તે દુગ્ધના પાનથી સન્યાસી પરમ સંતુષ્ટ થયો અને ત્યાર પછીના સંન્યાસી સાથેના વાર્તાલાપથી ગોરખનાથ મુગ્ધ થઈ ગયા તે મહાપુરુષે ગોરખને કાંઇક ધન આદિ આપવાની ઇચ્છા દર્શાવી, પરન્તુ ગોરખે મનમા વિચાર કર્યો કે, "આ સદ્‌ પુરુષ પાસેથી મારે એવા પ્રકારનું દ્રવ્ય લેવુ જોઇએ કે જે દ્રવ્ય અન્ય કોઈ મનુષ્ય પાસે હોવાનો સંભવ ન હોય!" ત્યારે એવુ અદ્વિતીય દ્રવ્ય કયુ માગવું એ વિશે પોતાના મનમા વિચાર કરતા તે કહેવા લાગ્યા કે –"વનસંપત્તિ, રૂપ અને યૌવન આદિ સાધનો તો અનેક જનો પાસે હોય છે અને એ વસ્તુઓ પોતા પાસે હોવા છતા પણ લોકો સુખી દેખાતા નથી" અર્થાત્ પોતાની ઇચ્છિત વસ્તુનો પોતાથી નિશ્ચય ન કરી શકાયાથી તેમણે એમ કહીને જ તે સાધુપુરુષને પ્રણિપાત કર્યો કે –'આપને જે વસ્તુ યોગ્ય જણાય, તે જ વસ્તુ મને આપવાની કૃપા કરો.' તેમની આ વાણી સાંભળીને સન્યાસીએ ગોરખનાથને ઉદ્દેશીને કહ્યું કે –"હે વત્સ! તને ઉત્કૃષ્ટ દ્રવ્યની જ પ્રાપ્તિ થશે, પરન્તુ તને એક સપ્તાહ જેટલા કાલપર્યન્ત ઇચ્છાનુરૂપ કાર્યોથી વિરત થવું પડશે." ગોરખનાથે સન્યાસીની

જેવી રીતે અમર કહાવુ છુ સર્વ યોગીશ્વરોમા પ્રધાન મનાઉં છુ અને તેથી મને સર્વ 'નાથ' કહીને સમોધે છે, તેજ પ્રમાણે તને સર્વજનો 'અમરલાલ' નામથી બોલાવશે !'

આ પ્રમાણે બોલી ગુરુ ગોરખનાથે શ્રી અમરલાલને ગુરુમન્ત્ર સભળાવીને દીક્ષા આપી દીધી અને ત્યાર પછી તેઓ નિધાન અમર યોગીશ્વર ગુરુ ગોરખનાથ ત્યાથી અતર્ધાન થઈ ગયા એ જ ક્ષણથી શ્રી અમરલાલે આજન્મ અવિવાહિત અવસ્થામા રહીને અખડ બ્રહ્મચર્ય વ્રતને પાળવાનો પોતાના મનમા દૃઢ નિશ્ચય કરી લીધો અને ત્યાર પછી ઘેર આવીને તેમણે પોતાના માતાપિતાના ચરણોમા નમન કર્યું શ્રી ઉદેરાલાલે અનેક જનોને બોધ આપીને સમુદ્રના સેવક બનાવ્યા અને અનેક પ્રકારના ચમત્કારો બતાવીને સર્વના મનોરંજન કર્યું

---

આજ્ઞાનો અગીકાર કર્યો અને ત્યાર પછી સન્યાસી અથવા તે મહાપુરુષ ત્યાથી અદૃશ્ય કિંવા અતર્ધાન થઈ ગયો

અતિ કષ્ટપૂર્વક નાના કલેશોને સહન કરીને સાધુ પુરુષના આદેશનુ પાલન કરતા ગોરખ પોતાના વ્યવસાયથી વિરક્ત થઈ ગયા અને તેમની આવી અવસ્થાને જોઈને ગ્રામના લોકો તેમની ઉન્મત્ત કિંવા વિક્ષિપ્ત મનુષ્યોમા ગણના કરવા લાગ્યા છઠ્ઠે દિવસે તે મહાપુરુષે ગોરખનાથને પુન પોતાના દર્શનનો લાભ આપ્યો અને બાળક ગોરખનાથની પ્રતિજ્ઞાપાલનની દૃઢતાને જોઈને તે અત્યત સતુષ્ટ થયો. બાળકના આત્મીય સ્વજનો તે મહાપુરુષ પાસે આવીને ગોરખનાથને આરોગ્યનુ દાન આપવાની પ્રાર્થના કરવા લાગ્યા અને તેમની પ્રાર્થનાને સ્વીકારીને તે મહાપુરુષે કહ્યું કે તમારી ઇચ્છા પ્રમાણે આ બાળક આરોગ્યને તો મેળવશે, પરન્તુ ત્યાર પછી અનો સાધુજનોના અનુસરણમાટે તમારે ત્યાગ કરવો પડશે જે સમયની આ કથા છે તે સમયમા જો કોઈ મનુષ્યને ચાર પાચ પુત્રો હોય તો તે પોતાના એક પુત્રને સન્યાસી થવાની અનુમતિ આપતો હતો એવી સમાજની રૂઢિ હતી એટલે એ પ્રથા અનુસાર ગોરખનાથના માતાપિતાએ પોતાના એ બાળકને તે મહાપુરુષના હસ્તમા સમર્પી દીધો આવી રીતે તે મહાપુરુષના હસ્તમા સમર્પિત થયા પછી તત્કાળ ગોરખનાથ પોતાની પૂર્વ સ્થિતિમા આવી ગયા અને કેટલાક કાળ પર્યન્ત માતાપિતા પાસે રહીને પછી તે સન્યાસી સાથે પ્રયાણ કરી ગયા આ રીતે તેમણે મહાપુરુષના હસ્તે દીક્ષા લઈને ગોરખનાથે અનન્ય મનથી તપશ્ચર્યાપૂર્વક અલ્પકાળમા જ ધર્મના માર્ગમા અતિશય ઉન્નતિની પ્રાપ્તિ કરી લીધી અને કાળના વહન સાથ ગોરખનાથ પણ યોગીશ્વરોની પક્તિમા આવી ગયા એટલુજ નહિ, પણ અમર યોગીન્દ્ર થઈ ગયા ગુરુ ગોરખનાથના ગુરુનુ નામ મત્સ્યેન્દ્રનાથ હતુ અને ગોરખનાથનો જે ગ્રામમા જન્મ થયો હતો તે ગ્રામ તેમના નામથી અદ્યાપિ ઓળખાય છે તે ગ્રામ તે ગોરખપુર."

શ્રી જળનાયકે પોતાના બધુજનોને એ પ્રમાણે સમજાવીને કહ્યુ; પરંતુ સોમા તથા ભેદાએ શ્રી અમરલાલના ભેદને જાણેલો ન હોવાથી તેમનુ એ કથન માન્યુ નહિ. તેઓ વિરક્તતા દર્શાવીને એમ કહેવા લાગ્યા કે: "આ કાર્ય અમારાથી થઈ શકે તેમ નથી અને તેટલામાટે આ કાર્ય કરવાનું બીજા કોઇને કહો." માત્ર તેમણે જ આવુ ઉત્તર આપ્યું, એમ નહોતુ; કિન્તુ તાત રતનરાય પણ સોમા તથા ભેદાના મત સાથે સમત થઈ ગયા અને પોતે ભક્ત હોવા છતા પણ ઉદ્યોગ વ્યવસાયની વિરક્તિને ધારણ કરી શકયા નહિ. આવા પ્રકારની પરિસ્થિતિને જોઇને શ્રી લાલ ઉદેરો મનમા વિચાર કરવા લાગ્યા કે "અંત કરણના ભાવ વિના કોઈ પણ કાર્ય કરી શકાતુ નથી, ભક્ત વિના બીજાથી ઇશ્વિરની સેવા કરી શકાતી નથી અને જો કોઈ ભાવ વિનાની ભક્તિ કરે છે, તો તે પોતાનું બીજું જે કાંઈ હોય છે તેને પણ ખોઈ બેસે છે. પુણ્ય વિના શુભ કૃત્યની વાસના થતી જ નથી, પુણ્ય વિના શુભ માર્ગ દેખાતો જ નથી, પુણ્ય વિના પરમાત્મા રીઝતો નથી અને પુણ્ય વિના ઈષ્ટસિદ્ધિ થતી જ નથી!" આવા વિચારથી તેમણે મૌનને ધારી લીધુ અને કાંઈ પણ ઉત્તર વાળ્યું નહિ. ત્યાર પછી તેમણે સત પુગરને પોતા પાસે બોલાવ્યો અને તેને સંબોધીને કહેવા માંડ્યુ કે.—

"હે સત, મારા એક વાકયનું શ્રવણ કરો. તમો એક ચતુર તથા દક્ષ ભક્ત છો અને સારાસારના વિચારને ધારનાર છો; એટલામાટે તમને મારો એ જ ઉપદેશ છે કે, તમો આ સસારના કર્ત્તવ્ય કર્મ કિંવા વ્યવસાય આદિને ત્યાગી દો અને ગુરુ સમુદ્રદેવની જ સેવા કર્યા કરો. શ્રી અમરલાલ તમને સર્વ સંપત્તિ આપશે અને તમારા સ્વાર્થ તથા પરમાર્થ ઉભયની સિદ્ધિ કરશે. સેવકો આવીને તમને જે કાંઈ પણ ભેટ આપશે, તે સર્વનો તમારાથી યથેચ્છ ઉપયોગ કરી શકાશે, તે ભેટોના ઉપયોગમા તમારે લેશ માત્ર પણ દોષ માનવો નહિ અને મારા વચનને સત્ય કરીને પ્રમાણો. સમસ્ત સસાર આથી

---

કિબહુના તેથી પણ કિંચિત્ અધિક પ્રમાણમા સિન્ધુ દેશમા લુહાણા 'ઠકુરો'ની પૂજ્યતા છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી પરંતુ આજના કાળમા જેવી રીતે બ્રાહ્મણોમાથી તેમના પૂર્વ ગુણોના પ્રમાણ ન્યૂન થઈ ગયુ છે, તેજ પ્રમાણે 'ઠકુરો'માથી પણ પૂજ્ય ગુણોનો ધીમે ધીમે લોપ થતો જાય છે, એ મહા ખેદનો વિષય છે શ્રી અમરલાલ તેમને સદ્બુદ્ધિ આપે અને તેઓ પોતાની પૂર્વ પૂજ્યતાને પ્રાપ્ત કરે, એટલી જ મારી શ્રી અમરના ચરણોમા નમ્ર પ્રાર્થના છે

તમારી સેવા કરશે અને તમે દેવ સમાન પૂજ્ય થઈ પડશો દેવ સેવા જ સર્વ ગુણોનું સાધન હોવાથી હે પ્રિયજન! તમો હવે દેવનું આરાધન કરતા રહો."

શ્રી લાલસ્વામીનાં આવાં વચનો સાંભળીને પુષ્કર સત હસ્તક જોડીને કહેવા લાગ્યા કે: "હે દીનદયાળુ સ્વામિન! આ આજ્ઞા આપ પોતાના ભ્રાતાઓને આપો તો વધારે સારું કે જેથી આના યોગે તેમનો યોગ્ય નિર્વાહ ચાલ્યા કરે"

એટલે એના ઉત્તરમાં શ્રી અમરલાલ કહેવા લાગ્યા કે:-"હે સતજન, સાંભળો, નરરત્નમાં કોઈ સજ્જનો મળી આવતા નથી. જગત્‌માં જે જેના ગુણને જાણે છે, તે તેના માર્ગમાં જ ચાલે છે. મલયગિરિમાં ચન્દનકાષ્ઠનો વિપુલતાથી ઉદ્ભવ થાય છે, પરન્તુ ભિલ્લ લોકો તેને સાધારણ કાષ્ઠ પ્રમાણે જ બાળી નાખે છે; કારણ કે, તેઓ ચંદનની મહત્તાને જાણતા ન હોવાથી તેમની તો ચદનમાં કાષ્ઠભાવના જ હોય છે જો કોઇ મૂઢ મનુષ્યના હાથમાં હીરો આવી જાય છે, તો તે તેને મૂઢતાના યોગે પાષાણ તરીકે જ પ્રમાણે છે, હીરાની પરીક્ષા તો ઝવેરી જ કરે છે, બીજાથી કરી શકાતી નથી. એ પ્રમાણેનો જ આ પણ ગહન વિષય છે મેં મારા સહોદરોને આ વિષયમાં બહુ સમજાવીને કહ્યું, પણ મારું કથન તેમને યોગ્ય ન જણાયું, એટલે હવે તેમને આ આજ્ઞા બીજીવાર સંભળાવવાની આવશ્યકતા નથી અને તેથી હું તમને જ કહું છું કે, તમો મારા કથનનો સ્વીકાર કરી લ્યો જેવી રીતે ચિન્તામણિને રાખીને કાચન આપવામાં આવે છે, તેવી રીતે તેમના પ્રતિ પણ મેં એટલી કરુણા તો અવશ્ય દર્શાવી છે કે, તેના યોગે તેઓ કદાપિ દુઃખના ભોગી તો નહિ જ થાય!

"ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થોને સર્વજનો ઇચ્છે છે અને તમે મારા મનને ગમેલા હોવાથી એ ચારે પદાર્થોને પ્રાપ્ત કરી ચૂક્યા છો, એમ જ તમારે માનવાનું છે. સિંધુસુતા (લક્ષ્મી) નિરન્તર તમારા ગૃહમાં નિવાસ કરશે તેમ જ ઋદ્ધિ તથા સિદ્ધિ પણ તમારા ગૃહમા આવવાની આકાંક્ષા રાખશે તમારું ઐશ્વર્ય ભૂપાલ સમાન થશે અને તમને કદાપિ વિપત્તિ ભોગવવી પડશે નહિ જેવી રીતે શ્રી કૃષ્ણનો ભક્ત ઉદ્ધવ થઈ ગયો છે, શ્રી રામચન્દ્રજીનો અનન્ય ભક્ત હનુમાન થયો છે અને શ્રી વિષ્ણુના ભક્ત તરીકે નારદ પકાય છે, તેવી જ રીતે તમો શ્રી જલપતિના પ્રિયતમ ભક્ત તરીકે વિશ્વવિખ્યાત થશો. તમારી કીર્તિનો સકળ સસારમાં વિસ્તાર થશે અને મુક્તિ તમારી

પ્રતીક્ષા કરતી રહેશે; એટલા માટે તમે અભેદભાવને હૃદયમાં ધારણ કરો અને સર્વત્ર એક જ પરબ્રહ્મ છે, અન્ય કોઈ પણ નથી, એમ જાણો." શ્રી અમરલાલ આમ કહી હૃદયમાં અત્યંત પ્રસન્ન થયા અને કરુણા લાવીને તેમણે પુગર સંતને સર્વ પ્રકારે પોતાનો કરી લીધો.

શ્રી અમરલાલની આવી કૃપાને જોઈને પુગર સંતે તેમનાં ચરણોમાં મસ્તક નમાવ્યું અને તેઓ આનંદ દર્શાવતા કહેવા લાગ્યા કે:—"આજે આપ દેવે મારા પર આટલો બધો અનુગ્રહ કર્યો છે, એથી મને તો એમ જ જણાય છે કે, મારા પૂર્વજન્મના સદ્ભાગ્યનો જ આજે ઉદય થયો છે. આજે મારા સમાન ધન્ય અને કૃતાર્થ અન્ય કોઈ પણ પુરૂષ નથી; કારણ કે, મારાપર સાક્ષાત્ ઉદેરા સ્વામીએ કરુણા કરેલી છે. આજે હું સર્વ પ્રકારે કૃતાર્થ થયો છું અને મારી સર્વ આપદાઓનો ક્ષય થઈ ગયો છે. હે પતિતોદ્ધારક દેવ! હું ભાવપૂર્વક આપની સેવા કરીશ; આપની આજ્ઞાને શિરપર ધારીશ અને જ્યાં સૂધી મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સૂધી આપની ભક્તિ કરતો રહીશ. લોકોને આ મંત્ર સંભળાવીશ, દિવસ નિશા તમારી કીર્તિને ગાતો રહીશ અને આપના દાસ તરીકે જ ઓળખાઇશ!" આ પ્રમાણે પુગર સંતે અત્યંત સુખ-દાયક વાણીનો ઉચ્ચાર કર્યો અને હૃદયમાં પ્રેમને ધારણ કરીને તે વારંવાર શ્રી અમરલાલને વંદન કરી પોતાની સર્વ શંકાઓને ત્યાગીને પોતાના મુખથી તેમની અખંડ સ્તુતિ કરવા લાગ્યા. શ્રી અમરલાલની પુગર સંતે કરેલી અતિ મનોહારિણી સ્તુતિ આ પ્રમાણેની હતી:—

પ્રમાણિકા છંદ

અખંડ રૂપ ભૂપ તું; અનામ ને અનૂપ તું,<br>
ન અન્ય તુ સમાન છે; ભર્યો તું સર્વ સ્થાન છે ૧<br>
ન રૂપ રંગ રેખ છે; ન શેષ કે અશેષ છે,<br>
અનન્ત અન્તમાં કહે; અભેદભાવ તે લહે. ૨<br>
ગિરા કથી શકે નહીં; મતિ મથી શકે નહીં,<br>
અરૂપ રૂપ સર્વનું; અગમ્ય તત્ત્વ ગર્વનું. ૩<br>
ચિદાત્મ બ્રહ્મ એક છે; ન દૃશ્ય જે અનેક છે;<br>
કહ્યો અદ્વૈત વેદમાં; ન ભેદ છે અભેદમાં. ૪<br>
અયોનિ ને અનામયમ્; અવાચ્ય એક તુ સ્વયમ્;<br>
નમું સ્વસાક્ષિ જાણીને; પરાત્પરે પ્રમાણીને! ૫

પુગર સંતના મુખથી આ પ્રમાણેની સ્તુતિને સાંભળીને શ્રી લાલ ઉદેરા અત્યંત પ્રસન્ન થયા અને પોતાના આસ્યસરોજને વિકસિત કરીને

પુગર સંતને સાથે લઇને સિન્ધુ નદીના તીરપ્રાન્તમાં આવી લાગ્યા. ત્યાં આવ્યા પછી શ્રી અમરલાલ પુગર સંતને સંબોધીને કહેવા લાગ્યા કે:-

"હે મારા પરમ ભક્ત, આજે તમને એક અલૌકિક કૌતુક બતાવવાની મારી ઇચ્છા થએલી છે; એટલા માટે મારી સાથે જળના ગર્ભમાં ચાલો અને મનમાં કોઇ પણ પ્રકારની ભીતિને ધારણ કરશો નહિ."

આ પ્રમાણે કહીને શ્રી અમરલાલે પુગર સંતને સાથે લઇને જેવી રીતે શેષનાગ પાતાળમાં પ્રવેશે છે તે પ્રમાણે જળમાં પ્રવેશ કર્યો. તેઓ એક નિમેષ માત્રમાં પોતાના સ્થાનમાં પહોંચી ગયા અને ત્યાં પુગર સંતને જાણે તે સ્વપ્નના સામ્રાજ્યમાં જ વિચરતા હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો. તેમણે જળમાં સ્થળની રચનાનો સાક્ષાત્કાર કર્યો અને ઈશ્વરની અગમ્ય શક્તિનો આજે પ્રથમવાર તેમને અનુભવ થયો. ત્યાં એક રત્નરચિત અતિ સુંદર મંદિર હતું અને તે જાણે લક્ષ્મીપતિ નારાયણનો જ નિવાસાલય હોયની! તેવું જ દેખાતું હતું. તે મંદિરની સ્ફટિક પાષાણની દીવાલો સ્વચ્છ નભોમંડળ સમાન દેખાતી હતી અને તે આગારના સ્તંભોમાં નાના પ્રકારનાં બહુમૂલ્ય રત્નો પોતાના પ્રકાશને વિસ્તારતાં દૃષ્ટિગોચર થતાં હતાં. તે આગારની ભવ્ય રચના તથા અલૌકિક આભાને અવલોકીને જાણે શિલ્પશાસ્ત્રપારંગત વિશ્વકર્માએ પોતે જ તેની રચના કરી હોયની! એવો જ ભાસ થતો હતો. તે મંદિરની ભૂમિ નીલમણિની બનાવેલી હતી અને ઉપરની છત અથવા ચાંદની ચાંદની (ચંદ્રિકા) સમાન જ દેખાતી હતી; કારણ કે, તેમાં મોતી તથા હીરાના અનેક ગુચ્છો ડોલી રહ્યા હતા. તે હીરાઓનો નીચેના ભાગમાં જે પ્રતિબિંબ પડતો હતો, તેનું યથાર્થ વર્ણન કરવાની શક્તિ કવિમાં નથી. આ સર્વ રચનાને જોઇને, પાંડવોના મયદાનવે નિર્મેલા આલયને જોઇને દુર્યોધનને જેવો મતિભ્રમ થયો હતો, તેવા પ્રકારનો બુદ્ધિભ્રમ થઇ જતો હતો; કારણ કે, અધોભાગ ઊર્ધ્વભાગ સમાન અને ઊર્ધ્વભાગ અધોભાગ સમાન દેખાતો હતો અને ચર્મનાં ચક્ષુથી દિવ્ય કાંતિના તેજને સહન કરી શકાતું નહોતું. સ્તંભબિંબના આલંબ વિના જ જાણે ત્યાં અદ્ભુત પ્રતિબિંબ ડોલતા હોયની! તેવો ભાસ થતો હતો. આ સર્વ કારણોથી એ રચના સર્વજ્ઞ વિના અન્ય કોઇની તો ન જ હોવી જોઇએ, એમ સ્પષ્ટ જણાતું હતું. તે મંદિરમાં એક સિંહાસન હતું અને તે સમસ્ત અલૌકિક મણિઓમાંથી જ નિર્માણ કરેલું હતું. તે સિંહાસનપર એક અખંડ જ્યોતિ પ્રકટી રહી હતી અને

તેની દીપ્તિ એવી તો અદ્ભુત હતી કે જાણે તેમા કોટિ સૂર્યની પ્રભાએ આવીને નિવાસ કર્યો હોયની ! તેવો પ્રસક્ષ ભાસ થતો હતો ચર્મચક્ષુની એવી શક્તિ ક્યાથી હોય કે તે દેવજ્યોતિની દીપ્તિનુ નિરીક્ષણ કરી શકે ! આ કારણથી પુગર સતના બન્ને નેત્રો પોતાની મેળે જ બધ થઈ ગયા અને સૂર્યના દર્શનથી દિવાભીત (ઘૂવડ)નાં નેત્રોની જેવી અવસ્થા થાય છે તેવી જ પુગરના નેત્રોની દશા થઈ ગઈ તેમની આવી અવસ્થાને જોઇને શ્રી અમરલાલના મનમા દયા આવવાથી તેમણે પુગર સતને અસત સુખદાયક દિવ્ય દૃષ્ટિ આપી એ દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ થતા જ પુગરને અચાનક એક પ્રકારના પરમાનન્દજનક દર્શનનો લાભ મળ્યો પુગર સતે શ્રી અમરલાલના ચરણોમા પડીને સાષ્ટાગ દડવત્ નમસ્કાર કર્યા અને અસત ભાવપૂર્વક તેમની સ્તુતિ કરીને કહ્યુ કે –

"હે સ્વામિન્ ! આપ નિસ મારા અતરમા વસજો અને મારાપર કૃપા કરતા રહેજો જો કે ચિજ્જ્યોતિ તો સર્વત્ર એક જ છે છતા પણ શરીરભેદથી આ સર્વ ભિન્નતા દેખાય છે, તે પણ કાઈ અસત્ય તો નથી જ, કારણ કે, કોઈ મહત્ છે અને કોઈ લઘુ છે, એ તેમના માના ઈશ્વરાંશની અધિકતા તથા ન્યૂનતાને જ દર્શાવે છે અર્થાત્ વાચ્ય તથા લક્ષ્યને શોધીને હુ એવા પ્રકારના નિશ્ચયપર આવ્યો છુ કે, સેવ્ય અને સેવક એ બે સ્વરૂપો સદા ભિન્ન જ છે અને ભિન્ન જ રહેવાનાં જો કે આ સકળ દૃશ્ય માયારૂપ જ છે અને તેથી જડ, અસસ તથા અસન્ત દુખદાયક છે, નામ અને રૂપ એ સર્વ કલ્પિત વસ્તુઓ છે તેમજ ઈશ્વર તથા જીવની ભિન્નતા પણ અસસ છે, એક બ્રહ્મ અદ્વય અને સર્વવ્યાપક છે અને તે અખડ, અનન્ત, અકળ તથા અમાપક છે તો પછી સેવ્ય અને સેવકનો ભાવ હોય જ ક્યાથી ? ધ્યાતા તથા ધ્યાનનો સભવ જ ક્યાથી હોય વારુ ? વસ્તુસ્થિતિ આવી હોવા છતા પણ વાચ્યને સ્વીકારીને દૃશ્ય રજ્જુ સમાન ભાવને ચિત્તમા ધારીને જ જ્ઞાનિ જનોના સર્વ કર્તવ્ય થયા કરે છે, અતરમા એ સર્વ વસ્તુઓને અસત્ જાણતા છતા પણ શિષ્ટાચારને પાળવામાટે અને અજ્ઞ જગત્‌ને શુભ કર્મના માર્ગમા લઈ જવામાટે જ્ઞાનિ જનો પણ એ ક્રીડામા રત થાય છે અને બ્રહ્મને સેવ્ય માનીને પોતાને સેવક તરીકે પ્રમાણે છે જો કે વસ્તુમા કોઈ પણ પ્રકારનો ભેદ નથી, પરન્તુ વાચ્યમાં જ સર્વ ભેદ છે અને તે વાચ્ય ભેદને સ્વીકારીને હુ અભિન્ન મનથી આપની નિર્ગુણ તથા સગુણ ભક્તિને આચરુ છુ"

પુગર સતની આવી વિનયયુક્ત વાણી શ્રવણ કરીને શ્રી અમર

લાન અતિશય સન્તુષ્ટ થયા અને પ્રસન્ન વદનથી કહેવા લાગ્યા કે—"હે પ્રુગર સંત, મારા સર્વથી મહાન્ સેવક કેવળ તમે જ છો; હવે તમારામાં અને મારામાં કશો પણ અંતરાય નથી; તમો મારામાં છો અને હું તમારામાં છું; હવે હું તમને જે રચના બતાવું છું તે જુઓ કે જે ભાવનાનો હું ઈશ્વર કહેવાઉં છું." એમ કહીને શ્રી અમરલાલ મંદિરમાંથી બહાર આવ્યા અને ત્યાં તેમણે પોતાની સમસ્ત શક્તિનો વિસ્તાર કરી દીધો. તેમની શક્તિનો વિસ્તાર થતાં જ ત્યાં એક અતિ મનોરમ નગર રચાયલું દેખાયું અને તેને જોઇને પ્રુગર સંત આશ્ચર્યથી દિગ્મૂઢ જેવા થઈ ગયા. તે નગરમાંના સર્વ મંદિરો સુવર્ણના જ હતા અને તેથી તેઓ અગ્નિની જ્વાળા સમાન ચમકાટ કરી રહ્યા હતા. ત્યાંના સુંદર સ્વરૂપધારી મનુષ્યો અત્યન્ત સહૃદય અને સૌમ્ય દેખાતાં હતાં. ક્રોધ આદિ દુષ્ટ વિકારોનું તો ત્યાં ચિહ્ન માત્ર પણ નહોતું અને સર્વના મુખમંડળોમાં અનન્ત શાન્તિનો વિસ્તાર થએલો હતો. ત્યાંની સુંદરીઓ પણ અત્યંત સૌન્દર્યશાલિની હતી અને તેઓ પોતાને ધન્ય માનતી મનોહર હાવ ભાવ સહિત નગરમાં સર્વત્ર વિચરતી દેખાતી હતી. તે સર્વ રમણીઓ તેજોનિધાન તથા રૂપના આકર સમાન હતી, કેવળ એટલું જ નહિ, પણ એકે એક માનિની મનોહારિણી હોવાથી તેમનું વર્ણન કોઇથી કરી શકાતું નહોતું અને તેમને ઉપમા આપતાં સર્વ કોવિદો થાકી જતા હતા. તેમાંની કોઈ કામિની કમલાક્ષી હતી અને કોઈ માનિની મદિરાક્ષી તેમ જ કોઈ સુંદરી મૃગાક્ષી હતી. એ ભેદ જાણવાનો આવી શકતો નહોતો તે અંગનાઓના અલંકારો પણ અલૌકિક જ હતા અને તે નારીઓના નયનો નરોને મુગ્ધ કરી નાખતા હતા. જો તે સ્ત્રીઓને કમલવદના કિંવા ચંદ્રાનના કહેવામાં આવે, તો તે કથન સર્વથા નિરર્થક તથા વ્યર્થ થવાનો જ સંભવ હતો, કારણ કે, કમલમાં સંકોચનો વિકાર રહેલો છે તથા ચંદ્ર કલંકિત છે, અને તે અબળાઓ તો સંકોચ તથા કલંકના વિકારથી સર્વથા અલિપ્ત જ હતી. જો તેમની નાસિકાને શુક ચંચુ સમાન કહેવામાં આવે, તો તે કથન પણ અયુક્ત જ દેખાતું હતું અને તેમના અધરોને બિંબફળની ઉપમા આપનાર વિવેકશૂન્ય જ હોવો જોઇએ, એમ જણાતું હતું. જો તેમની દંતપંક્તિને દાડિમકલિકા સાથે સરખાવતો હતો, તેના જેવો મૂઢ તો બીજો કોઈ જણાતો જ નહોતો, અર્થાત્ વિધિએ તે દંતપંક્તિમાં હીરાની જ રચના કરી હતી કે શું! એ પણ નિશ્ચયપૂર્વક કહી શકાતું નહોતું. જો તે તરુણીઓની ગ્રીવાને કપોતની ગ્રીવા સમાન કહીએ, તો તેમાં પણ વિશેષ સમતા

દેખાતી નહોતી તેમજ તેમના સ્વરને જો કોકિલાના સ્વર સમાન માનીએ, તો કોકિલા પ્રમાણે તેમના સ્વરમાં પણ ષડ્જ અને ઋષભ આદિ સ્વરોના અભાવને સ્વીકારવો પડે ખરો કે નહિ? જો કોઈ તેમના કુચમંડળને ગજગંડસ્થલ, કિંવા કુંભ સાથે સરખાવે, તો તે કેવળ અંધપરંપરાને જ અનુસરે છે; એમ જ કહી શકાય. તેમ જ તેમના નાભિપ્રદેશને જેઓ સુવર્ણકુંડનું નામ આપવાને તૈયાર થતા હોય, તેઓ તો અવશ્ય ઉન્મત્ત પુરુષો જ હોવા જોઇએ. તેમની કટિને જેઓ સિંહની કટિ જેવી માનતા હોય, તો તેમની એ વાર્ત્તા અમને તો કાંઇક નવી જ ભાસે છે. તેમ જ તેમને રંભોરુ કહેવામાં અથવા તો તેમની જંઘાને કરિકર સમાન માનવામાં પણ તેમ માનનારનો પ્રમાદ સ્પષ્ટ જણાઈ આવે છે. અર્થાત્ તેમને અન્ય કોઈ પણ ઉપમા આપવાનું સાહસ જે કોઈ પણ કરે, તે કેવળ પોતાને હાસ્યને પાત્ર જ સિદ્ધ કરે છે, એમ જ સમજી લેવાનું છે. અર્થાત્ તે યુવતીઓનાં અંગો દેવનાં પોતાનાં રચેલાં હોવાથી સર્વથા અનુપમ હોય એ સ્વાભાવિક જ છે અને તેથી જ તેમને અમોએ કોઈ પણ ઉપમા આપી નથી. એવી કોટિશઃ કામિનીઓને ત્યાં વિચરતી જોઇને પુગર સંત આશ્ચર્યના અગાધ સમુદ્રમાં ડૂબી ગયા!

ત્યાંની વસતિને અપાર જોઇને પુગરના આશ્ચર્યનો અવધિ થયો. તેમણે પૂર્વે કદાપિ જોઈ નહોતી તેવી ત્યાં સર્વની અદ્‌ભુત આકૃતિઓને જોઈ. ત્યાં સરોવર, ઉદ્યાન અને અન્ય પણ નાના પ્રકારનાં ભોગ-સાધનો વિદ્યમાન હતા તેમ જ ત્યાં અસંખ્ય કલ્પતરુઓનો વિસ્તાર થએલો હતો. એ ઉપરાંત બીજી પણ અનેક અલૌકિક વસ્તુઓની ત્યાં વિપુલતા હતી કે જેમાંની એક પણ વસ્તુ ભૂલોકમાં મળવી સર્વથા અશક્ય હતી. તે વસ્તુઓને નિરખતા નેત્રોની તૃપ્તિ થતી જ નહોતી, તો પછી તેમનું અવલોકન ક્યા સુધી કરવું વારુ? ત્યાં પર્વત તથા સરિતાઓની પણ ન્યૂનતા નહોતી અને વનસ્પતિની વિપુલતાવાળાં અરણ્યો પણ શોભી રહ્યાં હતાં. નભોમંડળમાં રવિ, શશિ તથા નક્ષત્રોની એવી તો વિચિત્ર રચના દેખાતી હતી કે જાણે તે બ્રહ્માંડ અથવા તો એક અન્ય ખંડ જ હોયની! તેવો જ ભ્રમ થયા કરતો હતો. ત્યાં જે પુરુષો હતા તે શ્રી અમરલાલના જ સેવક હતા અને જે સ્ત્રીઓ હતી તે પણ શ્રી અમરલાલની જ સેવિકાઓ હતી, એટલે કે, ત્યાંનાં સ્ત્રીપુરુષોનો અમરલાલ વિના અન્ય કોઈ ઈશ્વર હતો જ નહિ. ત્યાંના આવા અલૌકિક અને અભુતપૂર્વ ઐશ્વર્યને નિહાળીને પુગર

સતને એક પ્રકારનો મોહ થઈ ગયો અને તેથી તેઓ ત્યાં પાછા સાષ્ટાંગ દંડવત્ શ્રી અમરલાલના ચરણોમાં પડી ગયા શ્રી અમરલાલે તેમને હાથ ઝાલીને ઉઠાડ્યા અને કહ્યું કે—"તને મનમાં જરા પણ આશ્ચર્યને ધારશો નહિ. માયા અઘટિતઘટનાપટીયસી કહેવાય છે અને તેમાં માયામાં કાંઈ પણ અશક્ય છે જ નહિ હે મિત્ર, હવે વળી બીજી વસ્તુને નિહાળો કે જે સમસ્ત જગત્માં વિદિત છે મારી સાથે મહ જ્યોતિઓના મંદિરમાં ચાલો અને તેનું સૂક્ષ્મ અવલોકન કરીને મનને સ્થિર કરો" આ પ્રમાણે કહીને શ્રી અમરલાલ પુગર સતને સાથે લઈને જ્યારે તે અનન્તજ્યોતિર્મન્દિર સમીપ આવીને તેના દ્વારના ઊભા રહ્યા, તે વેળાએ લક્ષ્મી સહિત ચતુર્ભુજ વિષ્ણુના અનન્ત આકારો તેમની દૃષ્ટિએ પડ્યા તેમ જ પાર્વતીયુક્ત શંકરની અનેક આકૃતિઓ દેખાઈ અને સાવિત્રીયુક્ત બ્રહ્માની પણ તેટલી જ મૂર્તિઓ જોવામાં આવી ત્યાં અસંખ્ય સુર સહિત ઇન્દ્ર માર્ગમાં ભ્રમણ કર્યા કરતો હતો અને દાનવોની સંખ્યાનો પણ ત્યાં પાર નહોતો તે સર્વ શ્રી અમરલાલના ઓવારણાં લીધા કરતા હતા

બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ એ ત્રણ દેવોના અનુક્રમે હંસ ગરુડ તથા નન્દી આદિ વાહનો ત્યાં માર્ગમાં જ્યાં ત્યાં ભટકતા ફરતા હતા અને ઐરાવતોની સંખ્યા તો ત્યાં અપાર જ હતી ત્યાં રૂપવતી રંભા આદિ અપ્સરાઓ તો એટલી બધી હતી કે તેમની ગણના જ કોઈથી કરી શકાતી નહોતી તેઓ સૌન્દર્ય તથા લાવણ્યમાં જેમ એક કરતા એક ચઢિયાતી હતી તે જ પ્રમાણે તે સર્વ સુન્દરીઓ શીલવ્રતના પણ અલૌકિક હતી ત્યાં એક પણ કુલટા નારી હતી નહિ તેમ જ વ્યભિચારી પુરુષોનો પણ ત્યાં સંપૂર્ણ અભાવ જ જોવામાં આવતો હતો સર્વ સ્ત્રી પુરુષો પોતાના મુખથી અમર અને અમરના નામનો જ ઉચ્ચાર કર્યા કરતા હતાં અને કેવળ 'અમર' વિના બીજો શબ્દ ત્યાં સાંભળવામાં આવતો નહોતો શ્રી અમરલાલ તથા પુગર સત હવે મંદિરના આન્તરિક ભાગમાં ગયા અને ત્યાં પુગર સત વારવાર અમરલાલની સ્તુતિ કરતા નમસ્કાર તથા વંદન કરીને દંડવત્ ધરાપર પડવા લાગ્યા ત્યાં એક પિતા સમાન વાત્સલ્યને હૃદયમાં ધારીને શ્રી અમરલાલે પુગર સતપર અતિ કરુણા કરીને સતુષ્ટતા સહિત તેનું મહાકલ્યાણ કર્યું જો તે આ પ્રમાણે —

શ્રી અમરલાલે પુગર સતને સાત વસ્તુઓ આપી કે જે સાતે વસ્તુઓ એકથી એક અધિક પ્રભાવશાલિની હતી એમાની પ્રથમ વસ્તુ

; ત્રિમૂર્તિ ઝારી (જળ રાખવાનું નાલિકાયુક્ત પાત્ર) હતી, દ્વિતીય અગ્નિની જ્યોતિ હતી, તૃતીય કંથા હતી, ચતુર્થ વેદ, પંચમ ઢકલા, ષષ્ઠ તેગ (અસિ) અને સાતમી વસ્તુ તે એક મોટી જબરી દેગ હતી. એ સાત વસ્તુઓ તેના હવાલે કરીને સર્વ લોકના અન્તર્યામી મહિમા-યુક્ત સ્વામી શ્રી અમરલાલ તેમને સબોધીને કહેવા લાગ્યા કે –"આ સર્વ વસ્તુઓ અલૌકિક છે, એમ નિશ્ચયપૂર્વક તમારે માનવાનું છે જેને જોતા જ મન મુગ્ધ થઈ જાય છે એવી જે આ સુવર્ણની ઝારી છે અને તેમા જે સુંદર નીર ભરેલુ છે, તે સર્વ જીવોમાટે અસન્ત સુખકર છે એ ઝારીમાનુ નીર જ્યા સુધી તમારા ઘટમાં પ્રાણ હશે, ત્યાં સુધી કદાપિ ખાલી થશે નહિ અને તમે તેનો નિત્ય ઇચ્છાનુસાર વ્યય કર્યાં કરશો, તોપણ નીર તો ભરેલું ને ભરેલું જ રહેશે. હવે એ જળના મહિમાનુ શ્રવણ કરો આ જળને અવશ્ય તમો અમૃતતુલ્ય જ માનજો. ગંગા, યમુના, સિંધુ, સરસ્વતી, કાવેરી, ગંડકી અને સાભ્રમતી આદિ જે નદીઓ છે તથા જે અન્યાન્ય પવિત્ર તીર્થસ્થાનો છે તેમ જ જે ચાર સર્વોત્કૃષ્ટ સરોવર કહેવાય છે, તે સર્વના જળમા સ્નાન કરવાથી પુણ્યનો સચય થતા પાપનો ક્ષય થાય છે, એવો સર્વ શાસ્ત્રોનો આશય સમજાય છે, પરતુ તે નદીઓ તથા તીર્થ-સ્થાનોમા સ્નાન કરવાથી જેટલા પુણ્યની પ્રાપ્તિ થાય છે, તેટલા પુણ્યની પ્રાપ્તિ આ ઝારીમાના જળના એક બિન્દુ માત્રથી જ થાય છે. આ જળનો એક છાટો પડતાંની સાથે જ સર્વ પાપોનો નાશ થઈ જાય છે. એટલામાટે જે કોઈ પણ સેવક પ્રેમસહિત આવે અને મારા નિમિત્તથી ભેટ આદિ લાવે, તેમને પ્રથમ મારો મન્ત્ર સમજાવજો અને ત્યાર પછી તેનાપર આ જળનો છાટો નાખજો મારી એ આજ્ઞા છે કે, જે કોઈ પણ અમરલાલનો સેવક થાય, તેણે પોતાના ધર્મબંધુ સાથે મળતાં 'જય દરિયા', 'જય અમરલાલ'; અથવા 'ઝૂલેલાલ' આદિ વાક્યનો ઉચ્ચાર કરવો. તેમ જ શ્રી અમરલાલના સેવકોએ જ્યોતિને દેવોની પણ દેવતા માનીને બહુધા કેવળ જ્યોતિની જ સેવા, પૂજા તથા ઉપા-સના કરવી, કારણ કે, જો કોઈ પણ પ્રકટ જ્યોતિ હોય તો તે કેવળ અગ્નિશિખા જ છે, અનળ સર્વમા વ્યાપક છે અને અનળ વિનાની કોઈ પણ વસ્તુ છે જ નહિ. ભૂ, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતોનો સર્વ વસ્તુઓમા નિવાસ છે, સર્વત્ર પંચ મહાભૂતોનો જ પ્રસાર છે અને તે ક્યાક એકત્ર હોય છે તો ક્યાક પૃથક્ હોય છે, એટલી જ માત્ર ભિન્નતા છે. સર્વ પ્રપંચ એ પંચ મહાભૂતોનો

જ છે અને એ જ ઇશ્વિરની માયા છે. ચેતનના યોગે વર્ત સચેતન થઇને વર્ત્તે છે અને સ્થિર તથા ચર જન્તુએ સર્વત્ર નૃત્ય કરતા દેખાય છે. એ તત્ત્વને લક્ષણુના યોગે જાણી લેવાનું છે અને 'ભાગત્યાગ' ન્યાયથી એને ઓળખવાનું છે. એટલે કે, સમસ્ત જડ ભાગને ત્યાગીને કેવળ ચેતનનો જ સ્વીકાર કરવો, કારણુ કે, સર્વ જીવોમા વ્યાપક ચેતન વિના બીજુ કાઈ છે જ નહિ.

"વેદો પોકાર કરીને કહે છે કે, જડ અસત્ય અને કેવળ સર્વ વ્યાપક ચેતન જ સત્ય છે. ચેતન વિના અન્ય સર્વત્ર માયા છે અને માયા અવિદ્યાનું બીજુ નામ છે. જ્યારે દ્વૈત જેવી કોઈ વસ્તુ જ નથી, તો પછી દેવ કોઈ બીજો હોય, એમ સંભવે જ ક્યાંથી વારુ? કેવળ ચેતન અથવા બ્રહ્મ નામક દેવ જ ઘટઘટવ્યાપક છે અને તેની ઉત્થાપના કોઇથી પણુ કરી શકાતી નથી. તે ચેતનદેવના ઉપાસકો બે પ્રકારના છે; એક પ્રકારના ભક્તો તેને સાકાર માને છે અને સેવ્ય તથા સેવકના ધર્મને પાળે છે. એ સાકારના ઉપાસક પરંપરાના ભક્ત કહેવાય છે અને જે ઉપાસકો તે એક માત્ર બ્રહ્મ અદ્રૂપરૂપ છે, તે નિરાકાર તથા પૂર્ણુ છે અને તેથી તેની ઉપાસના અભેદભાવથી જ કરવાની છે, એમ કહીને અભિન્નતાથી તેની ઉપાસના કરે છે, તેઓ તેના નિરંતર ઉપાસક કહેવાય છે. આ સંસારમા જે ભિન્ન ભિન્ન ઉપાસનાઓ થાય છે, તે કેવળ પંચભૂતના આકારથી જ થાય છે, એમ તમારે જાણવાનું છે.

"શ્રી રામચન્દ્ર આદિ જે ચોવીસ અવતારો થઈ ગયા છે અને જેમને સર્વ ઉપાસકો ઇશ્વિર તરીકે જ માને છે, તેમ જ જે નાસ્તિક તથા આસ્તિક જનો છે અને એ ઉભયથી પણુ વળી વિરુદ્ધ વર્ત્તનારા જે અન્યજનો છે કે જેઓ સાકાર સ્વરૂપને જ સેવે છે, તેઓ પંચ મહાભૂતોના સમુદાયને જ સેવે છે. અર્થાત્ તે સાકાર ઇશ્વિરની જે જે પ્રતિમાઓ કરવામા આવે છે અને તેમા સુવર્ણુ અથવા ઉત્પલ આદિનો ઉપયોગ કરાય છે, તે સુવર્ણુ અથવા ઉત્પલ એક વિશિષ્ટ પૃથ્વીતત્ત્વ છે, એટલે કે, તેમા અન્ય કાંઈ પણુ સત્ત્વ છે જ નહિ. છતા પણુ એ પ્રભુની એક પરંપરા છે અને તેથી એ પ્રતિમાની પૂજા તે સાક્ષાત્ પ્રભુની પૂજા જ છે, એમ જ માનવુ જોઇએ. પૃથ્વી સર્વની માતા કહેવાય છે, પરન્તુ તે પ્રકટતાથી પોતાને પૂજાવતી નથી, એટલે કે, જેવી રીતે રામના નિમિત્તથી રામના અયોધ્યા નામક ધામની પૂજા થાય છે, તે જ પ્રમાણે ઇશ્વિરના નિમિત્તથી જ એ પૃથ્વીની પૂજા કરાય છે

જળના સેવકો અસખ્ય છે તેમ જ અગ્નિના ઉપાસકો પણ અસખ્ય છે અને તેઓ જળ તથા અગ્નિની પોતપોતાના ઇશ્વર તરીકે સર્વત્ર ઉપાસના કર્યા કરે છે.

"એ જળ તથા અગ્નિ પ્રકટ તથા પરોક્ષ સકળ ફળદાયક હોવાથી સર્વ પ્રકારે સર્વને પૂજવા યોગ્ય છે, એ ઉભય ઉત્તમ સત્ત્વ છે અને તેથી તમો તમારા કલ્યાણમાટે એ બે પદાર્થોની નિત્ય સેવા કરતા રહેો. વાયુ અને આકાશ જો કે જગતમાં પૂજ્ય નથી, છતા પણ તે ડગલે ને પગલે સર્વને અત્યંત ઉપયોગી થઈ પડનારાં છે, એ તો નિર્વિવાદ છે, અર્થાત્ પચમહાભૂત સર્વ પ્રકારે સર્વને સુખદાયક હોવાથી પૂજવા યોગ્ય છે. તોપણ અગ્નિ તથા જળ એ બે મહાભૂત ઉત્તમ છે અને તેથી સર્વ પ્રકારે સેવ્ય છે. એમાની જ્યોતિને પ્રથમ પૂજે અને ત્યાર પછી દ્વિતીય પૂજન જળનું કરે જે સેવકો એ બે વસ્તુઓની સેવા કરશે, તેઓ કાળના જાળમા કદાપિ પડનાના નથી, જેઓ આવી રીતે વિધિપૂર્વક જળપતિના ધ્યાનમા નિમગ્ન રહેશે, તેઓ પોતાના ઇચ્છિત ફળને પામશે. હવે હે ગુગર સત, કથાના પરમ ધર્મના મૂલરૂપ મર્મને સાભળો અને આ કથા દુષ્ટ કર્મની ભક્ષક ડાકિની છે, એ નિશ્ચયપૂર્વક માની લ્યો.

"આ કથાને નિશ્ચય પૂર્વક ધારી લ્યો અને સર્વ સકટોથી મુક્ત થાઓ આના યોગે કાયા કાળથી અલિપ્ત રહેશે અને તમો સર્વપ્રકારના વિઘ્નજાળથી છૂટી જશો. ભૂત, પ્રેત અને બ્રહ્મરાક્ષસ તેમ જ રાક્ષસ, દૈત્ય તથા સિંહ, એટલું જ નહિ, પણ દારિદ્રયજન્ય સર્વ દુ ખોથી આ કથા તમને સદા સર્વદા મુક્ત રાખશે. એના યોગે તમારા શરીરમાં રોગનો સચાર થતો અટકશે અને તમારુ આરોગ્ય અખડ જળવાશે, એવો આ કથાનો પ્રતાપ તથા પ્રભાવ છે. તેમ જ આ વેઢને નિરતર અગુલીમા ધારણ કરી રાખજો એમા એવો ચમત્કાર સમાયલો છે કે જ્યા સુધી એ અગુલીમા રહેશે, ત્યા સુધી તમારુ વચન કદાપિ વ્યર્થ થશે નહિ, તેમ જ તમે જેને શાપ આપશો, તેનો નાશ થશે અને જેને આશીર્વાદ આપશો તેનું કલ્યાણ થઈ જશે. જેવી રીતે કલ્પવૃક્ષ આશ્રિત જનને ઇચ્છિત ફળ આપનાર હોય છે તેમ જ આ વેઢ નિજ જનની કામનાને પૂર્ણ કરનાર છે.

"હવે આ વાદ્ય કે જે 'ઢકલા' નામથી ઓળખાય છે, તે એક અદ્‌ભુત તથા અલૌકિક વસ્તુ છે, આમાથી અસખ્ય નાદો ઉત્પન થાય છે અને તે નાદોના શ્રવણથી જનોના મનનાં અનેક દુ ખો દૂર થઈ

જાય છે. સર્વથી પ્રથમ જે આદિ નાદ ઉદ્‌ભવ્યો હતો, તેને સર્વ લોકો ૐકારના નામથી ઓળખે છે અને ચારે વેદોના તેમાંથી જ ઉદ્‌ભવ થએલો હોવાથી વેદોમાંજ નાદના નાનાવિધ ભેદો સમાએલા છે. એ નાદનો સાત સ્વરોથી ઉચ્ચાર થાય છે અને તે સ્વરપરત્વે ભિન્ન રીતિથી મધુર લાગે છે. એ સપ્ત સ્વરોનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં સંમેલનો ભિન્ન ભિન્ન રાગના નામથી ઓળખાય છે અને તે રાગોના શ્રવણથી સર્વજનોનાં મન આનંદમુગ્ધ થાય છે. રાગમાં મૃતને સજીવન કરવાની શક્તિ રહેલી છે અને કેટલીકવાર તેમના શ્રવણથી જીવિત મનુષ્ય પણ મરણને આધીન થઈ જાય છે; એ રાગો રંકને રાય બનાવે છે અને રાયને રંકપણાની ગર્તામાં ગબડાવે છે. રાગથી કેવળ મનુષ્ય જ નહિ, પણ પશુ, પક્ષી અને નાગ આદિ પણ મુગ્ધ થાય છે; રાગ (મોહ) નો હેતુ પણ રાગ છે અને વિરાગનો હેતુ પણ રાગ છે, એ રાગની એક વિલક્ષણ શક્તિ જ કહી શકાય.

"આ કારણથી જ મેં તમને આ 'ઢકલા' નામક વાદ્ય આપ્યું છે અને એનું રહસ્ય અતિ સૂક્ષ્મ છે. આ વસ્તુને તમે એક સાધારણ લૌકિક વસ્તુ ધારશો નહિ, કિન્તુ આ એક પરમ પુનીત તથા અલૌકિક વસ્તુ છે, એમ જ માનજો. જે ૭ રાગ અને ત્રીસ રાગિણીઓ છે, તે મળીને તેમની એકંદર સંખ્યા છત્રીસની થાય છે તેમ જ તેમના ગ્રામ, તાન, પલ્ટા, આરોહ, અવરોહ, વિવિધ પ્રકારની મૂર્છના, ખટકા આદિ ભેદો પણ ખાસ જાણવા યોગ્ય છે. એ વિવિધ ભેદયુક્ત રાગ અને રાગિણીઓ સંગીતવિદ્યાના ગર્વને ધારણ કરનારા ગંધર્વો દેવો સમક્ષ ગાય છે તેમ જ ભૂલોકનાં મનુષ્યો પણ હર્ષ તથા શોકની ભાવનાને વિસારીને ગાનમાં લીન થઈ જાય છે. અર્થાત્ સંગીતનો પ્રભાવ અદ્‌ભુત તથા પ્રચંડ છે અને એનાથી નર તથા નારી ઉભય ચકિત થઈ જાય છે. ષડ્જ, ઋષભ, ગંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એ સપ્ત સ્વરો ગાનવિદ્યામાં પ્રધાન છે.

"ઢોલ, તાલ, બીન, ગૂગરી, રબાબ, મોરચંગ, કિન્નરી, ઝાંઝ, મૃદંગ, દમદમ, ધારા, તબલા, સારંગી, સિતાર, તંબૂરો, તૂરી, નફેરી, નાયર, ભમ્ભ, ડમરુ, ભેરી, જિલજિલ, જલતરંગ, તાઉસ, શ્રીમંડળ, બંસી અને શરણાઈ આદિ સ્વર તથા તાલમય વાદ્યો સ્વર તથા તાલની સાધનામાટે અત્યંત ઉપયોગી તથા સુખકારક છે; છતાં એ સર્વ વાદ્યોને તમારે આ 'ઢકલા'ના અંતર્ગત જ જાણવાનાં છે અને તેથી આ 'ઢકલા' સમાન અન્ય કોઈ પણ સર્વાંગપરિપૂર્ણ વાદ્ય નથી.

આમાં એવો ચમત્કાર સમાયલો છે કે જે કોઈના જોવા કે સાંભળવામાં આવ્યો જ નથી. રાગ અને રાગિણીના જે જે સમય છે, તે આ 'ઢકલા' ને વગાડવાથી નિયત થાય છે. દિવસ કે રાત્રિના કોઈ પણ સમયમાં એનાપર થાપ લગાડશો, એટલે તત્કાળ તે સમયની રાગિણી કિંવા તે સમયના રાગના સ્વરનો જ એમાંથી ઉદ્ભવ થશે. એના નાદને સાંભળવાથી લોકો અતિશય હર્ષિત થશે, દુઃખ તથા આપત્તિથી મુક્ત થઈ જશે અને એના યોગે અમરલાલમાંની તેમની ભક્તિયુક્ત ભાવનાની વૃદ્ધિ થયા કરશે. અસ્તુ; હવે આ દેગના મહિમાનું શ્રવણ કરો.

"આ દેગ પણ એક અલૌકિક વસ્તુ હોવાથી એનું પણ તમો સર્વ પ્રકારે સેવન કરજો અને એને કદાપિ એક સાધારણ વસ્તુ માનશો નહિ. અક્ષયપાત્ર તથા કામધેનુ આદિ મનોવાંચ્છિત વસ્તુ આપનાર મનાય છે, તે જ પ્રમાણે આ દેગ પણ તમારી સર્વ મન.કામનાઓને પૂર્ણ કરશે. તમો જે વસ્તુની મનમા ઇચ્છા કરશો, તે ઇચ્છિત વસ્તુ તત્કાળ આના યોગે તમને આવી મળશે. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, અને ચોષ્ય આદિ સર્વ પદાર્થોની આમાંથી પ્રાપ્તિ થઈ શકે છે; તેમ જ વળી વ્યંજનના જે નિખરી, સખડી અને ફલાહાર આદિ ત્રણ પ્રકાર છે, તે પણ આમાથી મળી શકે છે. અર્થાત્ પ્રથમના ચાર–ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય–તથા પછીના ત્રણ–નિખરી, સખડી અને ફલાહાર–મળી ભોજનના જે સાત પ્રકારો છે, તે આ દેગાન્તર્ગત હોવાથી આ સર્વસારરૂપ દેગ છે. હવે ભોજનના જે કેટલાક ભેદ છે તે સાંભળો:–

"સત્તર પ્રકારના મોદક એટલે કે લાડુ કહેવાય છે અને તે મોતીચૂર, મગપીઠી, કરણસાઈ, અડદિયા, ભૂજ્યા મગના, મદન મોદક, સૂજીના, વેસણના (ચણાના લોટના), ખખતા, ચૌંટિયા, મુઠિયાના, ચૂરમાના, સાકરિયા, તલના, ધાણીના, મમરાના, મેથીના અને કંગણીના આદિ નામોથી ઓળખાય છે. તેમજ જલેબી, અમૃતી, ખજલા, ખુરમા આદિ મીઠાઈ પણ સ્વાદિષ્ટ મનાય છે. આ સર્વ પદાર્થોની ગણના નિખરીમા છે અને હવે જે પાકી રસોઈ સખડીના નામથી ઓળખાય છે, તેનું તમને કાંઇક વર્ણન કરી સંભળાવુ છું.

"પાક શાસ્ત્રીઓ ૭ પ્રકારની પૂરી બનાવે છે અને તેમને નાગોરી પૂરી, ચૂલઈ પૂરી, મિસ્સીપૂરી, મીઠીપૂરી, ખારીપૂરી તથા સાધારણ પૂરી આદિ નામોથી પિછાને છે. કચોરી બે પ્રકારની થાય છે અને, તેમાંની એક સાધારણ કચોરીના નામથી ઓળખાય છે તથા બીજી

ખરતા કચોરી કહેવાય છે. તેમ જ માલપુઆ, ગુલગુલા, મોહનભોગ, શાકર, ગોળ ઇત્યાદિ પદાર્થો; મીઠા અને મસાલેદાર પૂડલા; અનેક પ્રકારના વડા અને એવા જ અન્ય પદાર્થો પણ રસોઇમાં ગણાય છે, અને તેથી એમને સખડી કહેવામાં આવે છે. હવે જેને કાચી રસોઈ કહેવામાં આવે છે અને જે નિત્ય સઘળાં ઘરોમાં રંધાય છે, તેનું પણ કાંઇક વર્ણન સાંભળી લ્યો.

"વિવિધ સ્વાદવાળી દાળ પાંચ પ્રકારની થાય છે અને તે અડદની દાળ, તુવરની દાળ, મગની દાળ, મઠની દાળ તથા ચણાની દાળ છે. રોટલી બે પ્રકારની થાય છે કે જેમાંની એક સાધારણ છે અને બીજી ચોપડી કહેવાય છે. ચોખા અથવા ભાત ચાર જાતિના થાય છે, તેમાંના એક સાધારણ, બીજા મીઠા, ત્રીજા કેસરિયા અને ચોથા સલૂણા. એ ભાત સાથે ખાવામાટે વળી ઓસામણ પણ કરવામાં આવે છે અને તેમા નાના પ્રકારના મશાલા નખાય છે. એ ઉપરાંત પૂરણપોળી, ખીર, દૂધપાક આદિ પણ કાચી રસોઇમાં જ ગણાય છે. ખીચડી ત્રણ પ્રકારની થાય છે કે જેમાંની એક તો સર્વ ગૃહોમાં રંધાતી સાધારણ ખીચડી છે, બીજી બીની ખીચડી કહેવાય છે અને ત્રીજી મઠની ખીચડીના નામથી ઓળખાય છે. તેમ જ નાના જાતિના શાકો આદિ સર્વ પદાર્થો ક્ષુધાને શાન્ત કરે છે. એ સર્વ ભૂલોકના અનેકવિધ વ્યંજનો છે અને તેમના એટલાં બધાં નામો છે કે જેમને ગણતાં પાર જ પામી શકાતો નથી.

"એ ઉપરાત બીજા પણ ભોજનને યોગ્ય જે જે પદાર્થો છે, તે સર્વ પદાર્થોની આ દેગ પાસેથી તમને પ્રાપ્તિ થશે; એટલું જ નહિ, પણ તે તમો મારા અન્ય સેવકોને પણ વિપુલ પ્રમાણમાં આપી શકશો. મારો તમને એ જ ઉપદેશ છે કે, જે કોઈ પણ આવીને માગે, તેને તેની ઇચ્છિત વસ્તુ આપજો અને અન્નનું દાન નિરંતર સર્વત્ર કરતા રહેજો; કારણ કે, અન્નદાન સમાન બીજું કોઈ દાન છે જ નહિ; અન્નદેવની પૂજા સર્વત્ર થાય છે. તમને આ દેગ કેવળ અન્નદાનના કારણમાટે જ આપવામા આવે છે. પરંતુ દાન આપતાં ગર્વને ધારણ કરશો નહિ અને દીનજનોને સદાવ્રત આપ્યા કરજો. આ દેગ અન્નનો એક અખૂટ ભંડાર છે અને તેથી એમાંનું અન્ન કદાપિ ખૂટે તેમ છે જ નહિ. અષ્ટ સિદ્ધિઓ અને નવ નિધિઓ આ દેગમાં જ સમાયલી છે, માટે ખાઓ, ખર્ચો અને લોકોને આપતા રહો. હવે જે તેગ (અસિ) તમને આપી છે, તેના મહિમાનું પણ શ્રવણ કરી લ્યો.

"આ તેગ અથવા ખડ્ગ પણ એક અદ્ભુત વસ્તુ છે. આ ખડ્ગ ચેતન પદાર્થ હોવાથી એને કદાપિ જડ પદાર્થ માનશો નહિ આ તેગ કોઈ પણ જડ ધાતુની બનેલી નથી, કિન્તુ એ આના સ્વરૂપમા સ્વય નિર્માણ થએલી છે. જેવુ શ્રી વિષ્ણુનુ 'સુદર્શન' ચક્ર છે, જેવુ શ્રી શંકરનુ 'ત્રિશૂલ' છે, જેવુ ઇન્દ્રનુ 'વજ્ર' છે તથા અન્ય દેવોના જેવા અન્ય શસ્ત્રો કહેલા છે, તે સર્વે કરતા પણ આ શસ્ત્ર અધિક ઉત્તમ તથા પ્રખર છે, કારણ કે, અન્ય દેવોના ઉપર્યુક્ત શસ્ત્રો કેવળ બાહ્ય શત્રુઓને જ સહારે છે અને અતરના આશયને નથી જાણી શકતા, પરંતુ આ તેગ તો બાહ્ય તથા આતરિક ઉભય શત્રુઓનો સહાર કરી નાખે છે અને સર્વ શુભ ગુણોને જન્મ આપે છે. દ્વેષ-જન્ય જે પશુ, પક્ષી, તથા પુરુષ અને સ્ત્રી આદિ બાહ્ય વેરીઓ છે, જેમના દેહ વજ્ર સમાન છે, જેઓ જગતમા સર્વને તુચ્છ ગણે છે, જેમના અહકારયુક્ત દેહપર્વતો ક્રોધરૂપ ગ્રીષ્મથી તપ્ત થએલાં છે અને તેથી દીન જતુઓ તેમના સમીપ જઈ શકતા નથી, જેઓ વિષ-યાધીન તથા અષ્ટ પ્રકારના મદોથી ઉન્મત્ત થએલા છે, જેઓ જોતા જ કાળ સમાન દેખાય છે, તથા જેઓ અસન્ત ઉદ્ધત છે, એવા વેરીઓ પણ આ અસિને જોતા જ પ્રાણહીન થઈ જાય છે. તેમ જ નવીન વેરીઓની ઉત્પત્તિ આ અસિના પ્રભાવથી અટકી જાય છે અને તેથી બાહ્ય સર્વ દુ ખોનું દમન થાય છે એ જ પ્રમાણે કામ આદિ જે આંતરિક રિપુ છે, તે સર્વ પરભવદુ ખદાયક હોવાથી તેમનો માર વજ્ર કરતા પણ ભીષણ હોય છે અને તેમના મારથી કોઈ પણ નર કે નારી મુક્ત રહી શકતું નથી પરંતુ આ અસિ તે સર્વ આતરિક શત્રુઓનો પણ, તેમની વિરોધિની થઈને, સહાર કરી નાખે છે જેવી રીતે વિરાગ કામવ્યાધિનો વૈદ્ય મનાય છે, જ્ઞાન મોહનો શત્રુ કહેવાય છે, શાતિ ક્રોધ રોગના નિવારણની રામબાણ ઔષધિ તરીકે ઓળ ખાય છે, જેવી રીતે પ્રવાસમા વિદ્યા મિત્ર વદાય છે, ગૃહમા નારી મિત્ર ગણાય છે, રોગના સમયમા ઔષધિ મિત્રનુ કાર્ય બજાવે છે અને મરણસમયનો સાચો મિત્ર ધર્મ કથાય છે, તે જ પ્રમાણે આ ખડ્ગ સર્વ સ્થાનમા તમારો મિત્ર થઈ રહેશે અને સર્વત્ર તમારી સાથે ભ્રમણ કર્યા કરશે. જેવી રીતે ધનાઢ્યને આપેલુ દાન વ્યર્થ થાય છે, દિવસની વેળાએ દીપકને પ્રકટાવવાની ક્રિયાનું પણ કાઈ ફળ હોતુ નથી, સાગરમા પડેલી વૃષ્ટિ નિષ્ફળ હોય છે અને તૃપ્તને ભોજન આપવાથી પુણ્યની પ્રાપ્તિ થતી નથી, તેજ પ્રમાણે આ શસ્ત્ર સમક્ષ અન્ય સર્વ શસ્ત્રો

નિષ્ફળ તથા વ્યર્થ થઈ જાય છે અને આના તેજને જોઈને તે પોતાની તેજસ્વિતાને ત્યાગી દે છે. અંકુશવડે જેવી રીતે ગજરાજ તાડન કરી શકાય છે અને તેથી ગજરાજને સત્તાના ગજરાજને અન્ય સર્વ સાધનો કરતા અત્યંત ઉત્તમ મનાય છે, અશ્વને કાબુમાં રાખવામાટે ચાબુક ઉત્તમ ગણાય છે, મગર દયાહીન નિર્દયીને વશ રાખવા માટે લાકડી સારી ગણાય છે અને દુર્જનોને દમવામાટે તરવાર વાપરવામાં આવે છે, સર્વ ઔષધિઓમાં દુર્વા ઉત્કૃષ્ટ છે, સર્વ સુખોમાં ભોજનસુખ પરમોત્તમ છે, સર્વ ઇન્દ્રિયોમાં નયન પ્રધાન છે અને નર અંગોમાં જેવી રીતે મસ્તક ઉત્તમોત્તમ છે, તે જ પ્રમાણે સર્વ વસ્તુઓમાં ભાવ પ્રધાન અને ઉત્તમ હોવાથી હું માનને માટે પણ એને ત્યાગતો નહિ અને એને તમારા પ્રાણ જ માની લેજો આ તેમને નાનરૂપ જાણીને અને સદા સુખદ તથા આનંદદાયક માનજો આનો ચમત્કાર અથવા તો આની તીવ્રતાના સૂર્યના કિરણો કરતા પણ અધિકતર છે અને તેથી એના ચમત્કારને જોતા જ જોનારના નેત્રો તત્કાળ મીંચાઈ જાય છે આની વસ્તુ કોઈએ જોઈ પણ નથી અને સાંભળી પણ નથી, એટલે આ એક અલૌકિક અગ્નિ જ મેં તમને આપી છે અર્થાત્ આજે બધી મળીને જે સાત વસ્તુઓ મેં તમને આપી છે, તે સર્વ વસ્તુઓ અમૂલ્ય છે, એ નિશ્ચયપૂર્વક જાણજો મારામાંના તમારા ભાવને અને મારામાંની તમારી ભક્તિને જોઈને હું તમારાપર અત્યંત પ્રસન્ન થયો છું અગ્નિહોત્ર વિના જેવી રીતે વેદપાઠ મિથ્યા છે અને દાન વિનાનું શુભ કર્મ વ્યર્થ છે, તેવી જ રીતે ભાવ વિના કોઈ પણ વસ્તુની સિદ્ધિનો સંભવ હોતો જ નથી, એટલે કે, સર્વ સિદ્ધિનું કારણ માત્ર ભાવ અને ભાવ જ છે કાષ્ઠ, ધાતુ અને પાષાણની પ્રતિમાને સેવવાથી પણ જે ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે તે કેવળ ભાવનું જ પરિણામ છે, કારણ કે, પાષાણ, કાષ્ઠ, ધાતુ કે મૃત્તિકામાં કાંઈ દેવ હોતો નથી, કિન્તુ ભાવમાં દેવનો નિવાસ હોય છે અને તેથી ભાવ જ ફળે છે

"હે મારા મિત્ર, આ કારણથી ભાવને કદાપિ ત્યાગશો નહિ, કારણ કે, ભાવ આ વિશ્વમાંનો એક મહાન્ પરમપુનીત પદાર્થ છે અંતરમાં એ ભાવને ધારીને તે સાથે અભેદભાવને પણ ધારી રાખી મને સર્વ દેવોનો દેવ માનજો અને શિવ, બ્રહ્મા તથા વિષ્ણુ આદિ સર્વ દેવોનો મારામાં જ સમાવેશ થએલો છે, એમ પાકાપણે જાણજો અને વળી એ સર્વ પરસ્પર સમ છે, વિષમ નથી, અને તેવી વિષમતાને અંતઃકરણમાં કદાપિ સ્થાન આપશો નહિ"

શ્રી અમરલાલના આવા સુધા સમાન ઉદ્દગારોનું શ્રવણ કરીને પુગર સંતે હસ્તદ્વય જોડીને કહ્યું કેઃ–"હે સ્વામિન, આપને કાંઇક પૂછવાની મારી અભિલાષા છે અને તે એ કે, જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ મુખ્ય દેવો ગણાય છે, તેઓ સર્વના મનમાં અત્યંત ભાવે છે. અન્ય સર્વ દેવો એમના કરતાં નીચા ગણાય છે, એવો શ્રુતિ તેમ જ શાસ્ત્રોનો પણ અભિપ્રાય છે. આ કારણથી ઉચ્ચતમ દેવો તો તેજ સિદ્ધ થતા હોવાથી આ સમસ્યાના રહસ્યનું મને જ્ઞાન કરાવશો, તો મારાપર આપની અતિશય કૃપા થએલી કહેવાશે."

એના ઉત્તરમાં શ્રી ઉદકપતિ અમરલાલ પોતાની સુધાવાણીથી કહેવા લાગ્યા કે –"તમારી આ શંકા જો કે સત્ય છે, છતાં પણ શાસ્ત્રોના કથનનો આશય તમારી ધારણા કરતાં કાંઇક ભિન્ન હોવાથી તે હું તમને સમજાવું છુ તે સમજી લ્યો. ભિન્ન ભિન્ન દેવોની એ અધિકતા તથા ન્યૂનતા અમુક પ્રસગથી ગનાય છે. જે વેળાયે શિવનો પ્રસંગ આવે છે, તે વેળાએ શંકર જ સર્વ દેવોનો શિરોમણિ કહેવાય છે અને સર્વ દેવો કરતાં અધિક સુખદાયક મનાય છે શિવના પ્રસંગમાં અન્ય સર્વ દેવો તેના કરતાં ન્યૂન હોય છે; જ્યારે, બ્રહ્માનો પ્રસંગ હોય, ત્યારે બ્રહ્મા જ સર્વ દેવોનો નાયક મનાય છે અને વિષ્ણુના પ્રસગમાં વિષ્ણુ જ સર્વ દેવોનો ચૂડામણિ કહેવાય છે; કારણ કે, શબ્દશાસ્ત્ર કરતાં અર્થ અધિ પ્રબળ હોય છે. હવે જેવી રીતે એ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ઉત્પત્તિ સ્થિતિ તથા લયના કારણરૂપ ત્રિદેવ છે, તે જ પ્રમાણે મુખ્ય દિક્‌પાલો ચાર છે. તે ચારમાનો હું પશ્ચિમ દિક્‌પાલ અને હું જલપતિ, જલચર પતિ આદિ નામોથી ઓળખાઉં છું. અત્યારે જે મારું કાર્ય છે, તે બ્રહ્મા, વિષ્ણુ કે મહેશ આદિ કોઇથી પણ કરી શકાય તેમ ન હોવાથી આ પ્રસગે તો મને જ તમારે સર્વશિરોમણિ દેવ તરીકે સ્વીકારવાનો છે. જેવી રીતે તે દેવો પોતાના ભક્તોની કામનાને સિદ્ધ કરે છે, તે જ પ્રમાણે હું પણ મારા ભક્તોના મનોરથોને સફળ કરું છું. વાચ્ય અ. લક્ષ્યમાં અમો સર્વ દેવો સમાન હોવાથી આમા કશો પણ સંશય લાવશે નહિ અને તમારા ભાવને અવિચળ રાખજો."

અતિ સુખદાયક જલચરનાયકે આ પ્રમાણેનાં વચનો કહીને પુગર સંતને અલૌકિક સાત વસ્તુઓ આપી અને તેમને આનંદપૂર્વક સ્વીકારી પુગર સંતે પોતાના ગાન કરવામાં અમરલાલનાં વચનોને વેદોના વચન સમાન માનીને જેવી રીતે કોઈ યોગીશ્વર બ્રહ્માકાર સમાધિમાં નિમગ્ન થએલો હોયની! તેવી રીતે અમરલાલના ધ્યાનનો આરંભ કરી દીધો

ત્યાર પછી પુગર સંતે અત્યંત નમ્રતાપૂર્વક કહ્યું કે –"હે સ્વામિન્! હું આપની આજ્ઞાને આધીન છું અને મેં સર્વ પ્રકારે કેવળ આપને જ નિહાળ્યા છે. સર્વ જ્યોતિઓમાં આપની જ્યોતિનો જ પ્રકાશ છે અને તેથી આપની આ મૂર્તિપર હું બલિહાર થાઉં છું. આ જ્યોતિનો મહિમા અપાર હોવાથી એવો મનુષ્ય આ જગતમાં કોઈ પણ નથી કે જે આના મહિમાને વિસ્તારીને કહી શકે.

દોહરા

'અચલ જ્યોતિપ્રકાશ ને, અકલ નિરંજન રૂપ,<br>
અગમ અગાધ અપાર ને, નિત્ય અનંત અનૂપ ૧<br>
સુર મુનિ દેવો ઋષિવરો, ધરતા જેનું ધ્યાન,<br>
પાર ન તોપણ પામતા, અનંત ભેદનિધાન! ૨<br>
જાણો નિજ લીલા તમો, બીજાની નહિ બુદ્ધિ,<br>
અનંતની સ્તુતિ શી કરે, માનવબુદ્ધિ અશુદ્ધિ ૩<br>
કરી કૃપા નિજ ભૃત્યપર, અપાર હે જગનાથ!<br>
તેથી દર્શનનો મળ્યો, આ અવસર સુખ સાથ ૪<br>
જલપતિના દર્શન થકી, મોદ હૃદયમાં થાય,<br>
મનોવૃત્તિમાંહી ઠરીને, નિજાનંદ દેખાય ૫<br>
આપ વિશે આ વદનથી, કાંઈ નહીં બોલાય,<br>
મૂંગો સાકર ખાઇને, નિજ મનમાં મલકાય! ૬<br>
અકથ્ય તારૂં કથી શકે, વાણી વાક્યનો ભેદ,<br>
અગમ્ય જેને સહુ કહે, શાસ્ત્ર પુરાણો વેદ ૭<br>
શરણાગત હું પ્રભો, રાખી લેજો રંક<br>
મારી ભાવના અચલ છે, દૂર થયું નિઃશંક! ૮<br>
હે સદ્ગુરુ દેવ તમો, અનેકવિધ હું દાસ<br>
ક્ષણ પણ દૂર ન રાખશો, રાખો ચરણે પાસ" ૯

પુગર સંતની આ પ્રભુની અત્યંત નમ્ર સ્તુતિ તથા પ્રાર્થનાનું શ્રવણ કરીને તથા તેના અભિનવ ભાવને જોઇને શ્રી અમરલાલના અંતરમાં અતિશય આનંદ થયો અને તેથી તે અંતર્યામી પ્રસન્નતાથી કહેવા લાગ્યા કે –"આ ધામ કેવળ તમારા માટે જ છે, એમાં લેશ માત્ર પણ સંશય માનશો નહિ. જે કોઈ પણ મારી અનન્ય ભક્તિ કરે છે, તેનો આ સુખધામમાં જ નિવાસ થાય છે. તે મારો ભક્ત દેવના શરીરને ધારીને આ સ્થાનમાં રહે છે અને અહીં પૂર્ણ સ્વતંત્ર હોવાથી કોઈ પણ પ્રકારના દુઃખને અનુભવતો નથી. અહીંના નિવાસ પછી તે આત્મજ્ઞાનને પ્રાપ્ત કરીને મુક્ત થાય છે અને પછી તેને કોઈ પણ પ્રકારનું બંધન રહેતું જ નથી. હે પુગર સંત! તમે તો

જ્ઞાની જ છો એટલે તમારી તો અહીં કે બ્રહ્મલોકમાં એક જ સ્થિતિ છે; માત્ર એટલું જ નહિ, પણ તમે જ્ઞાની હોવાથી ભૂલોકમાં પણ તમે તો મુક્ત જ છો; પરંતુ તમારો ભૂલોકવાસ અન્ય જનોનાં દુઃખને દૂર કરનારો અને અન્ય લોકોના સુખને વધારનારો હોવાથી તમે અને હું બન્ને હવે પાછા ભૂલોકમાં જ જઇશું; કારણ કે, આ અવતાર સફળ થાય અને સર્વ લોકો ભક્તિના માર્ગમાં દોરાય, એવી મારી પરમ ઇચ્છા છે."

પુગર સંતે શ્રી અમરલાલની ઇચ્છાનો સ્વીકાર કરી લીધો અને તે નયનોને મીચીને જળપર આરૂઢ થઇ ગયા. તે પછી જેવી રીતે પાણીમાંથી પરપોટો બહાર નીકળી આવે છે અથવા તો જેવી રીતે કમળ જળમાંથી નીકળીને દૃષ્ટિગોચર થાય છે, તે જ પ્રમાણે અમરલાલ સ્વામી અને પુગર સેવક જળમાં ગમન કરતા એક પળ માત્રમાં સિંધુના તીરપ્રાન્તમા આવી લાગ્યા, તીરપ્રાન્તમા આવી પહોંચ્યા પછી પુગર સંતે હાથ જોડીને શ્રી લાલ ઉદેરાને પૂછ્યું કેઃ—"સ્વામિન્! આપણને જળના ગર્ભમાં કેટલોક સમય થયો હશે વારુ? કારણ કે, લોકો પૂછશે કે આટલા કાળ સુધી તમો ક્યાં હતા તો તેમને હું શું ઉત્તર આપીશ, એનો જ મારા મનમાં વિચાર થયા કરે છે." પુગર સંતના આ પ્રશ્નને સાંભળી હસિત વદનથી શ્રી લાલસાંઈ કહેવા લાગ્યા કેઃ—"હે સંતજન, મારી માયા અકળ અને અનંત હોવાથી આ સર્વ પ્રકાર કેવળ એક મુહૂર્ત્ત જેટલા કાળાવધિમાં જ થઈ ગયો છે એટલે કે આપણા ગમન, તારા વરુણાલયદર્શન તથા આપણા પુનરાગમનમાં એક મુહૂર્ત્ત કરતાં વિશેષ કાળનો વ્યય થયો નથી!" શ્રી અમરલાલના મુખથી આ ઉત્તર સાંભળીને પુગર સંતના આશ્ચર્યનો અવધિ જ થઈ ગયો અને તે આશ્ચર્યના યોગે તેના મુખમાંથી એવો ઉદ્ગાર નીકળી ગયો કેઃ—"હે નાથ, આપની કળા અકળ અને અગમ્ય હોવાથી તેને જાણવાને કોણ સમર્થ છે વારુ?"

---

## પષ્ઠ પ્રભાવ
### શ્રી ઉદેરાનો ઉપદેશ

શ્રી અમરલાલ અને પુગર સંત મિત્ર સમાન સ્નેહને ચિત્તમાં ધારણ કરીને પોતપોતાના ગૃહમાં આવ્યા અને તેઓ જાણે કૃષ્ણ તથા અક્રૂર જ હોયની તેવા પ્રકારના પરસ્પર મિત્રભાવને વ્યક્ત કરવા લાગ્યા. શ્રી અમરલાલ પોતાના માતા, પિતા અને ભ્રાતા ઇત્યાદિ આપ્તસમાજને મળ્યા

અને તે સર્વને પોતાની પાસે બેસાડીને પ્રેમપૂર્વક કહેવા લાગ્યા કે-"હે મારા કૌટુમ્બિકજનો, મારા જન્મનો જે હેતુ છે અને જે હેતુની સફળતામાટે મારે આ સર્વ કર્મો કરવા પડે છે, તેમનું તમે એ ધ્યાનથી શ્રવણ કરો. મને મનુષ્ય ધારશો કિંવા માનશો નહિ, કારણ કે, હું વરુણદેવનો અવતાર છું અને કેવળ નિજજનોના દુઃખોને દૂર કરવામાટે જ મેં જન્મ લઇને આ સર્વ ચરિત્રો કર્યા છે. બાલ્યાવસ્થામાં મેં યવનોના મદનું મર્દન કર્યું છે અને તેમના મનોને સર્વથા નષ્ટ કરી લીધા છે, એટલામાટે હવે આ સંસારના વિરક્તની અવસ્થાને સ્વીકારી સર્વને ધર્મોપદેશ આપીને સર્વત્ર મારા પંથનો પ્રચાર કરવાની અને સર્વ જનોના મનના ભ્રમને મટાડવાની જ મારી પરમ ભાવના છે. વિશ્વમાં કેવળ અનળ અને અનિલ એ બે જ પ્રકટ દેવ છે અને એ બે દેવોમાં જ અન્ય સર્વ દેવોનો સમાવેશ થએલો છે, એ તત્ત્વ મારે સર્વ જનોને સમજાવવાનું છે.' આમ કહીને શ્રી અમરલાલે નમ્રભાવપૂર્વક સર્વ કૌટુમ્બિક જનોને પ્રણામ કર્યાં, અને પ્રયાણમાટેની તત્પરતા બતાવી.

શ્રી અમરલાલના મુખમાંથી આવા શબ્દો નીકળેલા સાંભળીને સર્વ કૌટુમ્બિક જનો આર્દ્રીભૂત થયા અને તેમના કંઠ રુંધાઈ જવાથી તેમના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. તેમના નેત્રોમાંથી નીરની ધારા વહી નીકળી અને તેમના માતાપિતાના ચિત્ત શોકથી વ્યાકુળ થતા દેખાયા. તેમના શોકનું વર્ણન બીજા કોઇથી કરી શકાય તેમ છે જ નહિ, કારણ કે, વન્ધ્યાથી પ્રસૂતાની પીડા જાણી શકાતી જ નથી. જેવી રીતે રામના વનગમનની વેળાએ દશરથ રાજાનો તથા માતા કૌશલ્યાનો શોક અનિવાર્ય થયો હતો, તેવી જ રીતે રત્નરાય અને માતા દેવકી ધૈર્યનો સર્વથા લોપ થવાથી વારંવાર મૂર્છિત થવા લાગ્યા, શ્રી અમરલાલના બે ભ્રાતાઓ પણ રોવા લાગ્યા અને અન્ય જનોએ પણ પોતાની દૃઢતા તથા ધીરતાનો ત્યાગ કરી દીધો. તેમની આવી અવસ્થાને જોઇને શ્રી અમરલાલ તેમના મનનું સાન્ત્વન કરતા કહેવા લાગ્યા કે-"આ વિશ્વમાં કોઇએ પણ શોક કરવો ઉચિત નથી. હું કાંઈ આ સ્થાનને ત્યાગીને અન્યત્ર જતો નથી, કિન્તુ મારે નિવાસ તો અહીં જ કરવાનો છે. ભેદ માત્ર એટલો જ કે, હું અહીં એકાન્તવાસમાં રહીને ધર્મનો પ્રકાશ કરવાની જ ભાવના ધરાવું છું, એક સાંસારિક પુરુષ તરીકે હું અહીં રહેવા નથી ઇચ્છતો. એટલામાટે જે એકાન્ત સ્થાનમાં મારો નિવાસ થવાનો છે, ત્યાં તમો પણ નિત્ય મારા દર્શન, સજ્જનોના ચરણસ્પર્શ તથા કથા આદિના શ્રવણમાટે ત્યાં પધારજો,

પણ મારામા એક પુત્ર કિંવા ભ્રાતા તરીકેનો ભાવ ન રાખતા એક વ્યક્ત પુરુષ તરીકે જ મને માનજો અને તમારુ પોતાનુ કલ્યાણ કરી લેજો આ વિશ્વમા કોઈ કોઇનું છે જ નહિ, માતા, પુત્ર કે પિતા જેવી કોઈ વસ્તુ જ નથી, સર્વ પ્રારબ્ધના યોગે જ અહીં એક બીજા સાથે આવી મળે છે કે જેવી રીતે રાત્રિની વેળાયે વૃક્ષપર અનેક પક્ષીઓ આવીને એકત્ર થાય છે અથવા તો હે તાત રત્નરાવ અને માતા દેવકી, જેવી રીતે તીર્થસ્થાનમા યાત્રાળુઓનો અચાનક મેળાપ થાય છે, છતા કોઇનો સગ શાશ્વત હોતો નથી અને કોઈ કોઇની સાથે જતુ નથી, તેવો જ આ સબધનો પ્રકાર પણ જાણી લેવાનો છે આ ભૌતિક દેહ ધાતુ અથવા મૃત્તિકાના ઘટ સમાન હોવાથી કોઈ પણ પદાર્થ સ્થાયી નથી, કારણ કે, જેવી રીતે રાહુ ચન્દ્રનો ગ્રાસ કરે છે તેવી જ રીતે કાળ મહારાજ આ સર્વ ભૌતિક પદાર્થોનો ગ્રાસ કરી જાય છે આ સસાર અથવા વિશ્વ જ્યારે નાશવત જ છે, તો પછી એના માટે શોક કરવાની આવશ્યકતા જ શી છે વારુ? અવિનાશી અને અચળ કેવળ આત્મા જ હોવાથી આત્માનો સર્વત્ર સાક્ષાત્કાર કરવો, એ જ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે"

શ્રી અમરલાલના આવા વૈરાગ્યજનક વચનો સાભળીને તે સર્વ સદ્ગુણશીલ જનોના મનો સ્તબ્ધ થઈ ગયા, તેમના મુખમાંથી એક પણ વિરુદ્ધ વચન નીકળી શકયુ નહિ, છતા તેમના મનમાનો દુ ખ દાયક શોક તો અવિચળ જ રહી ગયો માતા દેવકી શ્રી ઉદેરાને હૃદય સાથે ચાપીને બહુ જ રોવા લાગ્યા, એટલે શ્રી ઉદેરા માતાના હૃદયને શાત કરવામાટે બોલ્યા કે –' માડી, હુ કયાય જવાનો નથી, આ તો બધી જૂઠી વાત છે હુ તને કદાપિ ત્યાગી જવાનો નથી, કારણ કે, એક બાળક પોતાની જનનીને ત્યાગીને કયા જઇને સુખી થવાનો હતો વારુ? હુ તો નિરતર તારા ચરણોના જ રહીશ, માટે તારે જરા પણ શોક કરવો નહિ ' પોતાના પુત્રના આવા કાન્ત વચનો સાભળીને અત કરણના આનદનો અતિરેક થવાથી માતા દેવકી ચુબનથી શ્રી ઉદેરાના કપોલોને આર્દ્ર કરવા લાગ્યા જનનીને કાઇક શાત થએલા જોઇને શ્રી અમરલાલ કહેવા લાગ્યા કે –"હે માતા, જે કાઈ વિધાતા કરે છે, તે જ થાય છે, માટે હે માતા, જો તુ મારી એક વાત માને, તો હુ ગૃહનો ત્યાગ ન કરુ અને તે વાત એ છે કે, જો હુ અહીં રહીશ, તો નિરતર મારી પોતાની ઇચ્છા પ્રમાણે જ વર્તીશ, અન્ય કોઇની ઇચ્છા પ્રમાણે હુ વર્તીશ નહિ '

સતને જે અલૌકિક સપ્ત વસ્તુઓ આપી હતી, તેમાની ઝારીને એ સિંહાસનપર પધરાવવામાં આવી કે જે ત્યા અત્યત નવીન અને દીપ્તિયુક્ત દેખાવા લાગી. કંથાને પુગર સતે પોતાના શરીરપર ધારી લીધી અને વેદને આગળીએ ધારી લીધો. ઢકનાને સિંહાસન સમક્ષ રાખ્યો કે જેના નાદનો માર્ગ અતિ સૂક્ષ્મ હતો ત્યાર પછી દેગને એક ઉત્તમ સ્થળમા રાખવામા આવી અને તેગને પણ તેવુ જ ઉત્કૃષ્ટ સ્થાન અપાયુ એવી રીતે મુખ્ય પુગર સત તથા મધ્યસ્થ અમરલાલે મળીને તે વસ્તુઓની એ પ્રમાણેની વ્યવસ્થા કરી. આ વ્યવસ્થા જ્યોતિ શાસ્ત્રીઓને પૂછીને શુભ ઘટિકા, શુભ મુહૂર્ત્ત તથા શુભ લગ્નમા કરાયલી હોવાથી તેઓ આનન્દમગ્ન થયા એ પછી જ્યોતિને પૂજવાનો નિશ્ચય કરવામા આવ્યો અને તેથી પુગર સતને તેના પૂજક અથવા પૂજારા તરીકે નીમવામા આવ્યો એ અવસરે ત્યા અસખ્ય નવીન જનો આવીને શ્રી અમરલાલના સેવક થયા અને તેથી શ્રી અમરલાલે પૂર્વોક્ત વિધિથી તેમને યોગ્ય ઉપદેશ આપ્યો.

આ ઘટના પછી અમરલાલના મતની સર્વત્ર પ્રસિદ્ધિ થવા લાગી અને તેથી એ મતના પ્રચારમા દિવસાનુદિવસ વૃદ્ધિ થતી ગઈ દેગ મન ઇચ્છિત ભોજન આપ્યા કરતી હતી અને તેથી ત્યા ભોજનનુ દાન સર્વને અપાતુ હતું હિન્દુ, મુસલમાન તથા અન્યાન્ય જાતિના જે જે ભિક્ષુકો ત્યા આવતા હતા, તેમને તેમની ઇચ્છા પ્રમાણેના ભોજ્ય પદાર્થો પ્રાપ્ત થતા હતા વળી તે દેગના આપેલા ભોજનમા એવો ચમત્કાર હતો કે, તેના ભક્ષણથી રોગીઓના સર્વ પ્રકારના રોગોનો લોપ થઈ જતો હતો, દુખિત જનોના દુખનું દમન થતું હતુ, વધ્યા વનિતા માતાની પદવીને પામતી હતી, નિર્ધનને ધનની પ્રાપ્તિ થતી હતી અને મૂઢ લોકો વિદ્વાન્ બની જતા, અર્થાત્ જે જેવી કામના રાખીને આવતું, તેની તે કામના ફળીભૂત થતી હતી ગુરુમા વિશ્વાસ રાખવાથી સર્વ જનોને તેમની ઇચ્છા પ્રમાણેનુ ફળ ત્વરિત મળતુ હતું અને ભાવનાનો અવશ્ય ફલોદય થતો હતો

પ્રાત સમયમા અને સધ્યાકાળે નિત્ય તે ઢકનાનો અદ્ભુત નાદ થયા કરતો હતો. પ્રાત સમયમા પ્રથમ ભૈરવ રાગનો આલાપ થતો હતો અને ત્યાર પછી ભૈરવીના આલાપને સાભળી જનોના નેત્રોમાથી અશ્રુ ખરી પડતા હતા. તેજ પ્રમાણે તેમાથી વૈરાડી, માધવી, બગાલી, બિલાવલ અને ભેરવી આદિ ભૈરવની પાચ પત્નીરૂપ રાગિણીઓ નીકળતી હતી અને તે ચતુરજનોના ચિત્તને હરી લેતી હતી. સધ્યાકાળે

તેમાંથી શ્રીરાગ નીકળતો હતો અને તેના શ્રવણથી દુઃખી જનોનાં મન પણ વિકસી જતાં હતાં. એ શ્રીરાગની જે પાંચ પત્નીઓ કહેવાય છે, તે પાંચ પત્નીઓમાં ધનાશ્રી પ્રથમ ગણાય છે અને ત્યાર પછી આસાવરી, મારુ, વસન્ત, માલશ્રી ઇત્યાદિ આવે છે; એ સર્વનો મનોમોહક આલાપ થતો હતો અને તેથી ત્યાં ઇન્દ્રભુવનની છટા આવી જતી હતી. અર્થાત્ ભિન્ન ભિન્ન સમયના ભિન્ન ભિન્ન રાગો તથા સમય સમયની રાગિણીઓમાંથી જે રાગ કે રાગિણીના શ્રવણની ઇચ્છા થાય, તે રાગ અથવા રાગિણીનો તેમાંથી તત્કાળ આલાપ થતો હતો.

જેઓ દુર્જન તથા દ્વેષી જનો હતા, તેઓ તે મંદિરના નિકટમાં આવી શકતા ન હોતા અને જે કોઈ પણ બળાત્કાર અથવા અત્યાચારના ઉદ્દેશથી આવતા હતા, તેમને તેમના કુકૃત્યની તેગદ્વારા યોગ્ય શિક્ષા મળી જતી હતી. કંથા સર્વ સંકટોને ટાળી દેતી હતી, ઝારીમાંનું જળ સર્વ દુરિતોને નષ્ટ કરી નાખતું હતું, જ્યોતિ જનોની બુદ્ધિને જ્યોતિમય કરતી હતી અને તેના યોગે સેવકોના મનમાં લેશ માત્ર પણ દુઃખ રહેતું ન હોતું. ત્યાં શ્રી લાલ ઉદેરા નિત્ય ધર્મોપદેશ આપતા હતા, નાનાવિધ ઇતિહાસ સંભળાવતા હતા અને જ્ઞાનામૃતની ધારા વહાવતા હતા. તેમના એ ઉપદેશના શ્રવણથી લોકોને, શ્રી રામના વચનથી લક્ષ્મણજીને જેવો આનંદ થતો હતો, તેવા જ આનંદની પ્રાપ્તિ થતી હતી; અને લોકો તે જ પ્રમાણેના જ્ઞાનને મેળવતા હતા. શ્રી અમરલાલ જેનો જેવો અધિકાર હોય તે અધિકાર પ્રમાણે કર્મોપાસના અને જ્ઞાનનું સર્વના મનમાં દૃઢીકરણ કરાવતા હતા. હવે શાસ્ત્રમાં જે દ્વિવિધ-બે પ્રકારનાં-કર્મો કહેલાં છે, તેમનો ભેદ આ પ્રમાણેનો છેઃ—

" કર્મ બે પ્રકારનાં છે, તેમાંનું પ્રથમ કર્મ વિહિત અને દ્વિતીય કર્મ નિષિદ્ધના નામથી ઓળખાય છે. વેદના કથન પ્રમાણે તેમનાં સ્વરૂપ કેવાં છે તે હવે આપણે જોઇએ. જનોની પ્રવૃત્તિનિમિત્ત વેદોએ જેમનું પ્રતિપાદન કરેલું છે, તે કર્મ વિહિત કર્મના નામથી ઓળખાય છે અને તે વિહિત કર્મ સ્વીકારવા યોગ્ય છે; તેમ જ વેદોએ જે કર્મોનો નિષેધ કરેલો છે, તે કર્મો નિષિદ્ધ કર્મના નામથી ઓળખાય છે અને નિષિદ્ધ કર્મ સર્વથા ત્યાજ્ય છે, એ વાર્તા પ્રસિદ્ધ છે. હવે વિહિત કર્મના જે ચાર પ્રકારો છે, તે સાંભળો. નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા પ્રાયશ્ચિત્ત. જે કર્મ કરવાથી કાંઈ ફળ-પુણ્ય-પણ થતું નથી તેમ જ કાંઈ પાપ પણ થતું નથી અને જેનું વિધાન શાશ્વત છે, તે કર્મ નિત્ય કર્મ કહેવાય છે. સ્નાન તથા સંધ્યા આદિ કર્મોના એ

નિત્ય કર્મમાં જ સમાવેશ થાય છે અને એ સર્વદા આચરણીય કર્મ મનાય છે. શ્રાદ્ધ આદિક કર્મ તે નૈમિત્તિક કર્મ છે, અમુક ફળની આશાથી કરાયલું કર્મ કામ્ય કર્મ છે અને પાપના નાશ અથવા પાપનિવૃત્તિના કારણથી જે કર્મ કરાય છે, તે પ્રાયશ્ચિત્તના નામથી ઓળખાય છે. હવે કર્મોના એ ચાર પ્રકારોમાં જો નિષિદ્ધ કર્મને પણ મેળવવામાં આવે, તો કર્મના સર્વે મળીને પાંચ પ્રકાર થાય છે. એમાંના નિષિદ્ધ કર્મ હેય છે અને વિહિત કર્મ ઉપાદેય છે. જે ઉદાસીન ક્રિયા છે, તેની કર્મમાં ગણના કરાતી નથી. જે વિહિત કર્મફળની આશા વિના એટલે કે નિષ્કામ કર્મ તરીકે કરાય છે, તે જ્ઞાનના સાધનરૂપ થાય છે, તેના યોગે અંતઃકરણ શુદ્ધ થાય છે અને તેનો ફળભોગ પણ તેવો જ ઉચ્ચ પ્રકારનો હોય છે; પરન્તુ જે વિહિત કર્મ ફળની કામનાથી કરાય છે, તેવડે અંતઃકરણની શુદ્ધિ થતી નથી, જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકતી નથી અને શુભ વૃત્તિઓનો અવરોધ થઈ જાય છે. જેની વિષયમાં પણ વાસના હોય છે અને તે સાથે જેને મોક્ષની પણ આકાંક્ષા હોય છે, તે મનુષ્ય મંદ અધિકારી ગણાય છે અને તેવા મંદ અધિકારીઓમાટે જ સકામ કર્મ કહેલાં છે. જનક આદિ મહાનુભાવોએ નિષ્કામ કર્મથી જ સિદ્ધિના નિધાનને મેળવ્યું હતું અને એટલામાટે જે કોઈ કર્મ ફળને ત્યાગી દે છે, તે પુરુષ પરમ ત્યાગી પુરુષ કહેવાય છે. એવા ત્યાગી પુરુષ આ સંસારમાં રહેવા છતાં જલકમળવત્ સંસારથી અલિપ્ત જ રહે છે અને કર્મરૂપ બંધનથી મુક્ત થઈ જાય છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. જ્યાં સુધી મનુષ્યના અંતઃકરણમાં વિરાગ તથા હરિકથાના શ્રવણની ઇચ્છાનો ઉદ્ભવ ન થાય, ત્યાં સુધી ચિત્ત શુદ્ધિકર નિષ્કામ કર્મ કરવાની અત્યંત આવશ્યકતા છે. હવે જે મનુષ્યની કામનાનો કેવળ વૈરાગ્ય તથા હરિકથાના શ્રવણમાં જ સમાવેશ થાય છે—એ વિના જેના મનમાં અન્ય કામનાનો નિવાસ હોતો નથી—તે મનુષ્ય શ્રદ્ધાન્વિત મધ્યમ અધિકારી કહેવાય છે. હવે તે મનુષ્યે પોતાના મનમાં ભાવનાને ધારીને જે ભક્તિ કરવાની છે, તે પ્રકાર હું તમોને સંભળાવું છું તે હર્ષપૂર્વક સાંભળો. ઈશ્વરની ભક્તિ બે પ્રકારની છે અને તે પરા તથા અપરા ભક્તિના નામથી ઓળખાય છે. અપરાભક્તિના વળી કાયિક, વાચિક તથા માનસિક એવી રીતે ત્રણ ભેદો કહેલા છે. અર્થાત્ ભગવાનની એ જે ત્રણ પ્રકારની ભક્તિ કહેલી છે તે વેદવિહિત ભક્તિ જે કોઈ પણ કરે છે, તે ભક્તમાટે તે મોક્ષનું કારણ થઈ પડે છે.

"મિત્રભાવ, શ્રદ્ધા અને સ્મરણ એ ભક્તિની ત્રણ ભિન્ન જાતિઓ છે. અહંભાવનાને ત્યાગીને ભગવદ્દનાં ચરણોમાં નિજ દેહને સમર્પી દેવો, દેહના ભરણ પોષણ વિશે ઉદાસીન રહેવું અને ભગવન્નામનો જપ કર્યા કરવો, એ અપરાભક્તિનો 'માનસિક ભક્તિ' નામનો ભેદ છે. સજ્જનોના મુખકમળથી હરિકીર્ત્તનનું શ્રવણ કરવું, દેવમંદિરમાં માર્જના આદિ બહુ પ્રકારની સેવા કરવી, ભગવાનની પૂજા અર્ચના અનેક પ્રકારે કરવી, પ્રભુના શરીરપર સૌગંધિક દ્રવ્યોનું લેપન કરવું અને ભગવાનને પાંચે અંગોવડે પ્રણામ કરીને શરીરને સ્થિર રાખવું; એ અપરાભક્તિનો કાયિક ભક્તિ નામક ભેદ છે. પ્રભુની આજ્ઞાને આધીન રહી અત્યંત દાસ્યભાવને ધારવો, અને ઈશ્વરના સંતોષમાટે સર્વ કર્મો કરવાં; 'ઈશ્વર જ મારો સ્વામી છે અને હું સદા તેનો દાસાનુદાસ છું, આ સમસ્ત સંસાર પ્રભુરૂપ છે અને સર્વત્ર પ્રભુનો જ નિવાસ છે,' એવી રીતે મુખથી પ્રભુનાં નામ તથા ગુણોનું જે કીર્ત્તન કર્યા કરવું, તે અપરાભક્તિનો વાચિક ભક્તિ નામનો તૃતીય ભેદ છે. એમાં જ નવધા ભક્તિનો સમાવેશ થઈ જાય છે. શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, પાદસેવન, પૂજન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવધા ભક્તિનાં નવ નામો છે. શ્રી કૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવને ભક્તિનું જે માહાત્મ્ય સંભળાવ્યું છે, તેમાં ભક્તિ કરવાનાં સ્થાનોનો પણ ઉલ્લેખ કરેલો છે. સૂર્ય, અગ્નિ, દ્વિજ, ગૌ, ભક્ત, આકાશ, વાયુ, જળ, પૃથ્વી અને આત્મા તેમ જ સર્વ ભૂતો એટલે કે આ સમસ્ત વિશ્વ મારી પૂજાના સ્થાનરૂપ છે, એમ જ માનવાનું છે. અર્થાત્ એથી વિશ્વમાંની પ્રત્યેક વસ્તુમાં પૂજ્ય ભાવ રાખવાનો છે. વેદવિધિથી સૂર્યની ઉપાસના, હવિષ્વડે અગ્નિની ઉપાસના, બ્રાહ્મણોને ભોજન આદિથી સત્કાર, ગૌ તથા ભક્ત આદિનો સત્કાર, હૃદયાકાશમાં ધ્યાનનિષ્ઠા અને વાયુમાં મુખ્ય જ્ઞાન રાખવાથી સર્વ ભયોનો નાશ થાય છે. જળમાં જળ આદિ દ્રવ્ય નાખવાથી પ્રભુપૂજા થાય છે, પૃથ્વીને મંત્ર તથા સ્તોત્રવડે પૂજવાથી ઈશ્વરપૂજન સધાય છે, ભોગોવડે આત્મામાં મને સાક્ષી માનીને તથા સર્વ પ્રાણીઓમાં સમતા રાખીને પણ મારી પૂજા કરી શકાય છે. કોઈ પણ વસ્તુની તેમાં મારા ભાવના આરોપણથી પૂજા કરવામાં આવે, તો તે પૂજકને તેની ઇચ્છા પ્રમાણેના ફળની શીઘ્ર જ પ્રાપ્તિ થાય છે. પરન્તુ ફળની ઇચ્છા ન રાખવી એ ઉત્તમ માર્ગ છે; કારણ કે, નિષ્કામ ભક્તિથી જ ચિત્તશુદ્ધિ તથા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

"હવે પરાભક્તિનો માર્ગ અત્યંત સૂક્ષ્મ છે અને જે ભક્ત તલ્લીન થઈ જાય છે, તેના જ જાણવામાં આવી શકે છે. પરાભક્તિમાં પ્રેમની પરિસીમા થાય છે અને સર્વ ભક્તિનો સાર એ પરાભક્તિ જ કહેવાય છે. સદા રોમાંચ ખડાં થઈ જાય, ચિત્ત દ્રવી જાય, નેત્રોમાંથી પ્રેમનાં અશ્રુ વહી નીકળે, મુખમાંથી જાણે કોઈ ઉન્મત્ત મનુષ્ય મદિરાપાન કરીને બોલતો હોયની ! તેવાં વાક્યો ઉચ્ચારાય, કોકવાર હસી પડાય તો કોકવાર રડી જવાય, લજ્જાહીન અવસ્થામાં એક પાગલ પ્રમાણે ભ્રમણ થયા કરે, જો મનમાં આવે તો નૃત્ય પણ આરંભાય અને નિયમોનો લેશ માત્ર પણ વિચાર ન કરાય; એવાં પવિત્ર ચિહ્નોનો જે ભક્તમાં નિવાસ હોય, તે ભક્ત સર્વને પવિત્ર કરે છે અને તે સમસ્ત વિશ્વને મિત્રરૂપ જ માને છે. એવી ભક્તિથી સર્વ પાપો હણાઈ જાય છે, હૃદય શુદ્ધ થાય છે અને જન્મ મરણરૂપ આપદાઓ સદાને માટે લોપાય છે. જેવી રીતે સુવર્ણ અગ્નિમાં તપીને શુદ્ધ થાય છે, તે જ પ્રમાણે આ ભક્તિરૂપ અગ્નિમાં તપીને ભક્ત સુવર્ણરૂપ સિદ્ધ થયેલો દેખાય છે. આ ભક્તિના યોગે ભક્ત સર્વ કર્મોના બંધનથી છૂટી જાય છે, તેને કામ ક્રોધ આદિ લૂટારા લૂટી શકતા નથી અને તેનો સર્વ ભૂત પ્રાણીઓમાં એક જ ભાવ હોય છે. જે ભક્ત આવા પ્રકારની પરાભક્તિને કરે છે, તે જ સંપૂર્ણ વિવેકી ભક્ત વદાય છે.

### સવૈયા એકત્રીસા

"કર્મ ભક્તિ નિષ્કામ કરીને થાય તીવ્ર જ્યારે વૈરાગ,  
મધ્યમ અધિકારી મટી પામે ઉત્તમ અધિકારીનો ભાગ,  
જ્ઞાન યોગ્ય તે પુરુષ મનાતો જેથી થાતો ભ્રમનો છેદ;  
અંતરંગ સાધન યુત થઈને જીવ બ્રહ્મને જુએ અભેદ ૧  
મહા વાક્ય 'તત્ત્વમ્ असि' આદિક, એજ જ્ઞાનના સાધન સત્ય;  
જ્ઞાન શક્ય નહિ કદા એ વિના તેથી અન્ય સમસ્ત અસત્ય,  
જીવ બ્રહ્મની કહી એકતા જે, તેનો કહું સુણો પ્રકાર,  
જીવ ઇશના વાચ્ય લક્ષ્ય એ બે અર્થો માનો નિર્ધાર. ૨  
અંતઃકરણ ધર્મ બે તેના ચેતન કર્તૃત્વાદિ વિશિષ્ટ,  
ત્વંપદનું એ વાચ્ય અને વળિ એજ જીવપદ ગણો અનિષ્ટ,  
અંતઃકરણાદિક ઉપાધિથી અલિપ્ત ચેતન શુદ્ધ અખંડ,  
એજ લક્ષ્ય છે ત્વંપદનું તે લહો લક્ષણાવડે, પ્રચંડ ૩  
માયામાયાકૃત સર્વજ્ઞત્વાદિ સહિત ચેતન દેખાય,  
તત્પદનો તે વાચ્ય અર્થ છે, લક્ષ્ય સુચેતન શુદ્ધ સદાય,  
જો કે વાચ્ય વિરુદ્ધ જણાતો, લક્ષ્ય અરામાં રંચ ન ભેદ;  
ચેતન શુદ્ધ લક્ષ્ય બન્નેનું, તેનો કોણ કરે ઉચ્છેદ ! ૪

દેવદત્ત એ વાક્ય પ્રમાણે જાણી લેવા એ બે અર્થ,
પૂર્વોત્તર જે દેશકાળ તે ભિન્ન ભિન્ન યદ્યપિ છે વ્યર્થ,
દેવદત્તના દેહ માત્રમા ભેદ કદાપિ ન છે લવલેશ,
એનું વર્ણન શંકર* સ્વામીએ ગ્રન્થોમા કર્યું વિશેષ ૫
જો ન થાય મતિમા અભેદ દૃઢ, તો શ્રવણાદિક કરવા નિત્ય,
શ્રવણ મનન ને નિદિધ્યાસ કર વારંવાર શંકર* કહે સત્ય,
શ્વેતકેતુને છાંદોગ્ય† વિશે ઉદ્દાલકે કર્યો ઉપદેશ,
શ્રી શંકર પણ એમ વદે છે, 'તત્ત્વમ્ અસિ' એ શ્રુતિ વિશેષ. ૬
'અહં બ્રહ્મ' એ વાક્ય-અર્થનો જ્યાં સુધી થાય ન દૃઢ બોધ,
કરો ત્યાં સુધી સમાધિયુત અભ્યાસ અને શ્રવણાદિક શોધ,
વેદાન્તીનું બ્રહ્માદ્વયમા જે તાત્પર્ય સુનિશ્ચિત થાય,
તે છે શ્રવણ અને બીજું જે સાધન તે તો મનન જણાય. ૭
શ્રુત અર્થોના તાત્પર્યોની દૃઢતા કરવી સદા સયુક્તિ,
એ છે મનન મહા ઉત્તમ એવી છે જ્ઞાનિજનોની ઉક્તિ,
શ્રવણ મનનથી થાય બ્રહ્મમા એકાગ્ર અવિચલ દૃઢ બુદ્ધિ,
નષ્ટ થાય અજ્ઞાનતિમિર ને જ્ઞાનજ્યોતિની આવે શુદ્ધિ ૮
નિદિધ્યાસ ઉપયોગી એ એનાથી થાતો યોગાભ્યાસ,
શ્રવણાદિકથી અસંભાવના તથા વિપર્યયનો છે નાશ.
થાતા દૃઢ અનુભૂતિ કાર્યસહ થાય અવિદ્યાનો વિધ્વંસ,
સર્વ અનર્થોની નિવૃત્તિ ને પરમાનંદપ્રાપ્તિ પ્રકાશ. ૯
મોક્ષ થાય સંશય નહિ એમાં શ્રુતિ વદતી એ સત્ય પ્રમાણ
'તરતિ શોકમાત્મવિત્' ને વળિ સ્મૃતિ પ્રમાણે હૃદયે આણ,
દેહ રહે કિંવા ન રહે, પણ જ્ઞાનીજન છે સદૈવ મુક્ત;
જીવન્મુક્ત શરીર સંગમે, ત્યાર પછી છે વિદેહ મુક્ત ૧૦

## દોહરા

જ્ઞાની સદા અલિપ્ત રહી, કરે જગદ્વ્યવહાર,
જેમ કમળ જળમા છતા, રહે સદા અવિકાર. ૧
જ્ઞાનિ મહાધ રહે સદા, કરી જ્ઞાનમધુપાન,
વિધિ નિષેધ માને નહીં, ગણે ન માન અમાન. ૨
જ્ઞાનીને થાતો નથી, પાપ પુણ્યનો સંગ,
જ્યમ બાળકમા છે નહીં, હર્ષ શોકનો રંગ. ૩
જ્ઞાની મન અક્રિય સદા, કરવા છતાંય કર્મ,
પાવક બાળે સર્વને, થાય ન પોતે ગર્મ ૪
જ્ઞાની મેઘ સમાન છે, વર્ષાવે વચ વૃષ્ટિ,
મુદિત નિરન્તર જે કરે, મયૂર ચાતક સૃષ્ટિ ૫

* શ્રીમચ્છંકરાચાર્ય સ્વામી † છાંદોગ્ય ઉપનિષત્

જ્ઞાની ભૂમિ સમાન છે, ધારે નહિ અભિમાન,
કરે સદા ઉપકાર પણ, ધરે ન માન અમાન ૬
જ્ઞાની સલિલ સમાન છે, શુદ્ધ નિશ્ચમા માન,
હરે સર્વ મલને છતા, થાય ન પોતે મ્લાન. ૭
જ્ઞાની અગ્નિ સમાન છે, દહે વસ્તુઓ સર્વ,
છતા પાતકી થાય નહિ, ધારે કાંઈ ન ગર્વ. ૮
જ્ઞાની વાયુ સમાન છે, વિચરે જે સર્વત્ર,
કચાય લુબ્ધ થતો નથી, રહે સદૈવ સ્વતંત્ર ૯
જ્ઞાની છે નભ તુલ્ય જે, સર્વવ્યાપિ ચિદ્રૂપ,
અણુ મહાન આકાર નહિ, સદા અસગ અનૂપ." ૧૦

શ્રી જલચરનાયક અમરલાલ નિત્ય આવા પ્રકારની કથાઓ તથા આવા પ્રકારના ઉપદેશોવડે શ્રોતાઓનું મનોરંજન કરતા હતા. વેદોના સિદ્ધાંત સાથે વિરોધ ન થાય એવી ઉક્તિ તથા યુક્તિઓને નિત્ય નવીન નવીન પ્રકારથી વિસ્તારતા હતા. શ્રી અમરલાલના વ્યવહાર તથા પરમાર્થના સાધક તેમજ સર્વ પ્રકારના દુર્ગુણોના બાધક વચનો સર્વ શ્રોતાઓને અત્યંત મધુર લાગતાં હતાં અને તેથી જાણે તેઓ સુસ્વર તાનયુક્ત ગાન સાંભળતા હોયની એવો જ તેમને ભાસ થતો હતો એક દિવસ શ્રી અમરલાલે સભાના મધ્યમા વિરાજીને કહ્યુ કે "હે શુભનામ ક્ષત્રિયો, મારા વચનોનું એકાગ્રતાથી શ્રવણ કરો સર્વ દેવો જ્યોતિર્મય તથા જળમય છે અને તેથી જ્યોતિ તથા જળની ઉપાસના જ પ્રમળ છે, એટલામાટે અત કરણમા પૂર્ણ પ્રેમને વસાવીને નિરંતર એ બે વસ્તુઓને જ સેવતા રહો. એથી તમારા અંત કરણની શુદ્ધિ થશે અને જ્ઞાનની પ્રાપ્તિ થતા તમો કૃતકૃત્ય થઈને શોભતા રહશો. જોકે આ વિશ્વમાના સર્વ મતમતાન્તરો ઉપાદેય જ છે અને ઈશ્વરના અનુગ્રહથી જ ભિન્ન ભિન્ન માર્ગોને દર્શાવનારા છે; તથાપિ આ મત સર્વથી શ્રેષ્ઠ છે, કારણ કે, પૃથ્વીમાના પ્રકટ દેવો જ્યોતિ તથા જળ જ છે એમ આ સમુદ્રરૂપ જાણજે અને એમાં લેશમાત્ર પણ સશય લાવશો નહિ. મેં દુર્જનોના ધ્વસ, સજ્જનોના પાલન તથા ભક્તજનોના લાલનમાટે આ અવતાર ધારણ કર્યો છે અને મારા એ અવતારના કર્તવ્યની સમાપ્તિ કરીને મેં આ નવીન મતની સ્થાપના કરી છે. પરંતુ હે પ્રિયજનો, એ મતને તમો આધુનિક ધર્મ ધારશો નહિ, કિંતુ આ પુરાતન ધર્મનો માર્ગ છે, એમ જ માનજો. જલના અનેક સેવકો જેવામા આવે છે તેમજ અગ્નિના ઉપાસકો પણ અસખ્ય છે, પરંતુ પૂર્વે આવો કોઈ પણ મત પ્રકટ

ન હોવાથી મેં આ મતની નવીનતાથી સ્થાપના કરી છે. એટલામાટે આ મતનો અંગીકાર કરો એટલે આ ધર્મ તમોને સર્વ ઇચ્છિત ફળોને આપનારો થઈ પડશે. જે ગ્રામ કિંવા નગર આદિમાં ક્ષત્રિય કુળના લોકોનો નિવાસ હોય, તે સર્વ ગ્રામ તથા નગરોમાં 'દરિયાસ્થાન' (સાગરસ્થાનક) બધાવીને તેમાં વિધિપૂર્વક જ્યોતિની સ્થાપના કરજો. તમોને આ માર્ગ બતાવવામાટે જ મેં આ નવીન 'દરિયાસ્થાન' બંધાવ્યું છે, અને એ 'દરિયાસ્થાન'ના પૂજારા તરીકે પુગર સંતને નીમ્યા છે. એમનો જે કોઈ પણ વંશજ હશે, તે ઉદેરા લાલના પૂજારા તરીકે ઓળખાશે અને તેવા એમના પ્રત્યેક વંશજને તમો પોતાના ગુરુ તરીકે માનજો અને એ ગુરુભાવમાં રંચ માત્ર પણ ન્યૂનતા થવા દેશો નહિ.* તમો સર્વ તેમની આજ્ઞામાં રહેજો અને ગૌબ્રાહ્મણપ્રતિપાલનધર્મનું દૃઢતાથી પાલન કરજો. કથા, કીર્તન, ધ્યાન અને સ્મરણ આદિ કરતા રહેજો કે જેથી તમારું કલ્યાણ થાય. આ કલ્યાણના સાધનમાટે 'દરિયાસ્થાન' બંધાવજો અને તેમાં સર્વ જનો મળીને કથાકીર્તનરૂપ અમૃતનું પાન કરજો. મારા આ ઉપદેશને જે કોઈ પણ અંતઃકરણમાં ધારણ કરીને ભાવયુક્ત આવું આચરણ કરશે, તેને અવશ્ય પરમ પદની પ્રાપ્તિ થવાની જ."

## સપ્તમ પ્રભાવ

### સોમા ભેદા ક્રોધશમન

એવી રીતે આ મર્ત્યભૂમિમાં વિચરતાં શ્રી અમરલાલ સ્વામીનો બહુ કાળ વીતી ગયો અને ઉપર્યુક્ત મતની સ્થાપના કરીને તેઓ પાછા શ્રી વરણપુરીને વિશે પ્રયાણ કરી ગયા. પૂજારાની પદવીપર ચઢેલો પુગર સંત નિહાલ થયો અને તેની ઋદ્ધિ તથા સિદ્ધિની વૃદ્ધિનો વિસ્તાર વિશાળ થયો. તેની કોઈ મહાન્ ભૂપાળ કરતાં પણ વિશાળ સંપત્તિ સર્વને અતિ સુખકારક થઈ પડી. તે સર્વની ઇચ્છાને યથાવિધિ પૂરતો હતો અને સર્વ વસ્તુઓ સદાવ્રતથી સર્વને આપતો હતો. આ દાનશીલતા તથા ઉદારતાના યોગે પુગર સંતની સર્વત્ર અતિ પ્રસિદ્ધિ થઈ ગઈ અને તેના યશની નિત્ય નવીન વૃદ્ધિ થવા લાગી. જે મનુષ્યપર પરમાત્માની કૃપા થાય છે, તેના સૌખ્યની આ જગતમાં બીજા કોઇથી પણ પ્રતિસ્પર્ધા કરી શકાતી જ નથી. પુગર સંતના

* પૃષ્ઠ ૧૫૪-૫૫ માંનું વિસ્તૃત ટિપ્પણ વાંચો.

મનઃકપાટ ઊઘડી ગયા અને તેને સર્વજ્ઞતાનો સાક્ષાત્કાર થવા લાગ્યો. તેના મુખમાંથી નીકળેલું વચન કદાપિ અસત્ય થતું નહોતું એટલે કે તે શાપ કિંવા વરદાન જે કાંઈ પણ ઉચ્ચારતો તેની તત્કાળ સિદ્ધિ થઈ જતી હતી. તે અમરલાલ પ્રમાણે જ સર્વને ધર્મનો ઉપદેશ આપતો હતો અને સર્વનાં મનોને હરી લેતો હતો. સિંધુદેશમાં તેમ જ ભૂમિના અન્ય ભાગોમાં સર્વત્ર 'સર્વ લોકોના સ્વામી કેવળ અમરલાલ જ છે,' એવા પ્રકારનો ધ્વનિ સંભળાવા લાગ્યો.

અમરલાલ પ્રમાણે જ ટેક રાખીને પુગર મહાત્માએ પણ શ્રી અમરલાલના અનેક નવીન સેવકો બનાવ્યા, પોતાના મતને સર્વત્ર દઢાવ્યો અને તેથી લક્ષાવધિ જનોની સત્ય ભક્તિની તે પ્રાપ્તિ કરી શક્યો. અષ્ટ સિદ્ધિઓ નવીનતાથી તેની દાસીઓ થઈ અને તેના ભંડારો અખૂટ સંપત્તિથી ભરાઈ ગયા. આટલું છતાં પણ પુગર સંતના મનમાં અહંતા કિંવા મમતાનો અંશ માત્ર પણ હતો નહિ, કિંતુ તે તો સમસ્ત વસ્તુઓને નશ્વર અને અશાશ્વત જ જોયા કરતો હતો. તે અંતઃકરણમાં વિરક્ત સમાન જ રહ્યાં કરતો હતો અને જીવ તથા બ્રહ્મમાં અભેદ ભાવને અનુભવતો હતો. જીવ અને બ્રહ્મની એકતા જેનામાં દઢ થાય છે, તે પુરુષનું માહાત્મ્ય અવર્ણનીય જ હોય છે. અમરલાલના જે સોમા તથા ભેદા નામના બે ભ્રાતાઓ હતા, તેમની સમસ્ત સંપત્તિનો ક્ષય થઈ ગયો, તેઓ દુ:ખી થયા અને તેમને કોઈ પણ દિશા સૂઝતી નહોતી. ધનને મેળવવામાટે તેઓ ઘણાં ફાંફાં મારતા હતા, પરંતુ તેમને કયાંય પણ ધનની પ્રાપ્તિ થતી નહોતી. જેઓ સંત જનોના વચનની અવહેલના કરે છે, તેમને પણ જ્યારે દારુણ દુઃખ ભોગવવું પડે છે; તો પછી જેમણે સાક્ષાત્ ઈશ્વરાવતારના વચનની અવગણના કરી હોય, તેમની વિપત્તિની તો પરિસીમા થવી જ જોઇએ, એ એક સર્વમાન્ય સિદ્ધાન્ત હોવાથી સોમા તથા ભેદાની જો આવી દુર્દશા થઈ હોય તો તે સ્વાભાવિક થવી જ જોઇતી'તી એટલે એ ઘટના આશ્ચર્યકારિણી તો નથી જ.

જે મનુષ્ય કોઈ પણ પૂજ્ય પુરુષના હિતકારક વચનની અવગણના કરે છે, તેને પાછળથી અવશ્ય પશ્ચાત્તાપ કરવો પડે છે. આવો નિયમ હોવાથી એ ઉભય ભ્રાતાઓ પશ્ચાત્તાપ કરતા એકબીજાને કહેવા લાગ્યા કે: "આપણે શ્રી ઉદેરાનું વચન ન માન્યું, એ આપણી ઓછી કમાણીનું જ પરિણામ છે અને એથી આપણી અતિશય હાનિ થયેલી છે. માતાપિતા પણ શ્રી અમરલાલનાં અનન્ય ભક્ત હોવાથી આપ-

સુધી વિરક્ત થયાં છે એટલે હવે આપણો કોઈ પણ આધાર રહ્યો નથી." આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતાં કરતાં અચાનક સોમાના અંતઃકરણમાં એક કલ્પનાનો ઉદ્ભવ થયો અને તેની તે કલ્પના ભેદાને પણ બહુ જ પસંદ પડી ગઈ. તે કલ્પના એ હતી કે, શ્રી અમરલાલે પુગર સંતને જે સપ્ત વસ્તુઓ આપી હતી તે વસ્તુઓપર પોતાનો અધિકાર દર્શાવીને એમ સિદ્ધ કરવું કે, એ વસ્તુઓ પુગર સંતની નહિ, પણ તેમની જ છે. "એ વસ્તુઓ અમારા ભ્રાતાની આપેલી હોવાથી અમારા અધિકારની છે અને તેથી પુગર સંતને એ વસ્તુઓના ઉપભોગનો લેશ માત્ર પણ અધિકાર નથી." આ પ્રમાણેના વાદને ઉપસ્થિત કરવાના નિશ્ચયથી તે ઉભય ભ્રાતાઓ કોપાન્વિત થઇને પુગર સંત પાસે ગયા. પુગર સંતે તેમનો યોગ્ય સત્કાર કર્યો અને બેસવામાટે યોગ્ય આસનો પણ આપ્યાં. આસને બેઠા પછી સોમાએ પોતાના મનની વાર્તા ઉચ્ચારીને કહ્યું કે; "મહાત્મન્, તમો શ્રી અમરલાલની આપેલી અલૌકિક સપ્ત વસ્તુઓના અધિકારી નથી; અમારા બંધુએ એ વસ્તુઓ તમોને આપી એટલે તમોએ તેમને પચાવી પાડી, એ કાંઈ યોગ્ય તો ન જ કહેવાય. એ વસ્તુઓપર અમારો જ અધિકાર છે અને તેથી એ વસ્તુઓ અમને આપી દ્યો. જો તમો સીધી રીતે એ વસ્તુઓ અમને નહિ આપી દ્યો, તો તમારી ફજેતી થશે અને છેવટે તો એ વસ્તુઓ અમારા અધિકારમાં આવશે જ." સોમાની આ વાર્તા સાંભળીને પુગર સંત અતિશય આશ્ચર્યચકિત થયો અને મનમાં કહેવા લાગ્યો કે: "આ તો દ્વેષનો આરંભ થતો હોય, એમ જ દેખાય છે અને તેટલામાટે આ વિવાદનો અંત સત્વર લાવવો જોઇએ." આવા પ્રકારનો વિચાર કરીને પુગર સંત શાંતિથી કહેવા લાગ્યો કે: "હે મારા પ્રિય બન્ધુજનો, તમારે કોપાયમાન થવું નહિ. એ વસ્તુઓ મારી પણ નથી અને તમારી પણ નથી, કિન્તુ સમસ્ત વિશ્વની છે, એ તમારે ભૂલી જવાનું નથી; કારણ કે, મને પોતાનો ભક્ત જાણીને એ વસ્તુઓ શ્રી અમરલાલે કેવળ પરમાર્થના હેતુથી જ આપી છે. પ્રથમ તમોને એ વસ્તુઓ આપવાની શ્રી અમરલાલે ઇચ્છા દર્શાવી હતી, પરંતુ તમોએ તેમની આજ્ઞાનો અનાદર કર્યો એટલે પછી તેમણે મને પોતાનો સેવક કર્યો અને મેં તેમની આજ્ઞાને મસ્તકે ધારણ કરી લીધી. એ વસ્તુઓ મને પરોપકારમાટે અપાયલી છે અને તેથી એ સાર્વજનિક અધિકારની વસ્તુઓપર પોતાનો અધિકાર દર્શાવવો, એ મને તો એક નવીન રીતિ જ જણાય છે.

એ તમારી ઇચ્છા હોય, તો તમો પણ અહીં મારી સાથે જ રહો અને આનંદ ઉપભોગના વિલાસોને ભોગવો. એ વસ્તુઓના સત્ય સ્વામી તો કેવળ ભગવાન્ શ્રી અમરલાલ જ છે. તેમને તમોએ પોતાના બંધુ માની લીધા છે ખરા, પરંતુ તેઓ સર્વના બંધુ છે અને વળી સર્વથી ભિન્ન છે. તેઓ કાંઈ સાધારણ પુરુષ નહોતા, કિંતુ ઈશ્વરના સાક્ષાત્ અંશાવતાર હતા. તેમને માનવ તરીકે ઓળખવા એ કોઈ પણ પ્રકારે ઉચિત નથી અને તેથી તમારો આ વાદ સર્વથા અસત્ય તથા નિરાધાર છે." પુગર સંતે આવી રીતે અનેક યુક્તિયુક્ત વચનોથી તેમને સમજાવ્યા, છતાં તેમણે પુગર સંતની વાર્ત્તા માની નહિ અને પોતાના હઠને છોડ્યો નહિ.

નગરમાં શ્રી અમરલાલના અન્ય પણ અનેક સેવકો હતા, તેઓ પણ આ વિવાદની વાર્ત્તા સાંભળીને શોક કરવા લાગ્યા. સર્વ જનોનો એ જ અભિપ્રાય થયો કે, સોમા તથા ભેદાનો આ વિવાદ યોગ્ય નથી અને તેથી તેઓ સોમા તથા ભેદાને નાના પ્રકારે સમજાવવા લાગ્યા. આટઆટલું થવા છતાં પણ સોમા તથા ભેદાએ કોઈનો ઉપદેશ માન્યો નહિ; કારણ કે, તેમની બુદ્ધિ સ્વાર્થવડે ભ્રષ્ટ થએલી હતી. આવા પરિણામને જોઇને પુગર સંત અત્યંત ઉદાસીન થયો અને તેણે તે અલૌકિક વસ્તુઓની આશાને સર્વથા ત્યાગી દીધી. જેના અંતઃકરણમાં સંપૂર્ણ વૈરાગ્યનો નિવાસ હોય છે તે સમસ્ત જગતને તૃણ સમાન તુચ્છ માને છે; કારણ કે, ઐહિક સર્વ વસ્તુઓ કાકવિષ્ઠા સમાન હોવાથી તથા તેમનામાં સત્યનો અંશ માત્ર પણ ન હોવાથી કેવળ મૂઢ જનો જ તેમની મમતા રાખે છે અને જ્ઞાનિજનો તેવી મમતા રાખતા નથી, એવો વિરાગી પુરુષનો દૃઢ ભાવ હોય છે. આ નિયમને અનુસરીને વિરાગી પુગર સંતે સર્વ સેવકોને પોતા સમક્ષ બોલાવ્યા અને તેમની આગળ પોતાના સર્વ આંતરિક ભાવોને પ્રકટ કરી દીધા. તેણે કહ્યું કે:—"હે સર્વ સજ્જનો, મારી વાર્ત્તા સાંભળી લ્યો અને જે યોગ્ય જણાય તે ન્યાય આપો. હું હવે આ પદવીને ઇચ્છતો નથી અને તેથી મારી આ પદવીપર કોઈ અન્ય જનને નિયુક્ત કરો. હું અમરલાલનો એક વિરક્ત ભક્ત છું, અને તેથી મારા મનમાં અહંતા કિંવા મમતાનો નિવાસ છે જ નહિ. અર્થાત્ તમો સર્વની ઇચ્છા હોય તે પ્રમાણેની વ્યવસ્થા કરો અને યથાયોગ્ય રીતિને અનુસરો." તેમની આવી વાણી સાંભળીને સર્વજનો તેમને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે: "હે પૂજ્ય અને વંદનીય પુગર સંત, આ પદવીપર આવવાને આપ વિના

અન્ય કોઈ પણ પુરવા યોગ્ય નથી. જો આ ઉભય ભ્રાતાઓના વાદ ધર્મશાસ્ત્રથી સત્ય સિદ્ધ થાય, તો ભલે અલૌકિક સપ્ત વસ્તુઓ તથા આ પદવી આદિ એમને આપી દો, અન્યથા એમ કરવાની આવશ્યકતા નથી.” સેવકોનાં આ વચન સાંભળીને શાસ્ત્રવિદોને બોલાવવામાં આવ્યા અને તે શાસ્ત્રજ્ઞાતાઓને બનેલો ઇત્યંભૂત દૃષ્ટાન્ત કહી સંભળાવવામાં આવ્યો. વિવાદના કારણને જાણી લઇને શાસ્ત્રીઓએ મનુ આદિ સ્મૃતિઓ તથા અન્ય ધર્મશાસ્ત્રોનું તત્કાળ અવલોકન કર્યું. એ વેળાએ પરમબુદ્ધિમંડિત પંડિતજનો કોઈ રાજાની સભામાં અધર્મના જાલને ખંડિત કરવા જ બેઠા હોયની! એવો જ રંગ દેખાવા લાગ્યો. તે પંડિતો શાસ્ત્રના યોગ્ય વિચારના અંતે અમુક પ્રકારના નિશ્ચયપર આવીને કહેવા લાગ્યા કે: “હે સજ્જનો, આ ઉભય ભ્રાતાઓનો આ વાદ સર્વથા અકારણ તથા નિરર્થક છે; કારણ કે, આ અલૌકિક વસ્તુઓ કોની સંપાદેલી છે, એનો વિચાર અહીં કરવાનો છે. આ વસ્તુઓ વડિલોપાર્જિત ન હોવાથી એનાપર પોતાનો અધિકાર એમનાથી કેવી રીતે દર્શાવી શકાય, તે અમો સમજી શકતા નથી. હવે જો આ વસ્તુઓને શ્રી લાલ ઉદેરાની વસ્તુઓ તરીકે જ સ્વીકારીએ, તોપણ એમનાપર કોઇનો દાવો ચાલી શકે તેમ નથી; કારણ કે, શ્રી અમરલાલ ગૃહને ત્યાગીને વિરક્ત થયા હતા એટલે શાસ્ત્રની રીતિ પ્રમાણે ભ્રાતાઓથી તેમને વિભક્ત થએલા જ માનવા જોઇએ. તેમણે સંસારવ્યવહારને ત્યાગીને આ ઉત્તમ ધર્મનો પ્રસાર કર્યો હતો અને એ ધર્મના અધ્યક્ષ કિંવા નેતા તેઓ પોતે જ થયા હતા. ગૃહમાંથી વિભક્ત થયા પછી આ વસ્તુઓ તેમણે પુગર સંતને સ્વેચ્છાથી આપેલી હોવાથી એ વસ્તુઓના ન્યાયપુરઃસર ઉત્તરાધિકારી કેવળ પુગર સંત જ છે. અર્થાત્ એ સપ્ત વસ્તુઓ તથા જ્યોતિર્મંદિર આદિ સર્વ પ્રાસાદિક છે અને તેમાં પણ વળી એ પ્રસાદ આ ભૂમિનો નહિ, કિંતુ વરુણ લોકનો હોવાથી એ સર્વ વસ્તુઓ કેવળ પરમાર્થની સિદ્ધિ માટે જ સૂજાયલી છે. વળી હે ભ્રાતૃદ્વય, તમો એક બીજી વાર્તા પણ સાંભળો. જ્યારે શ્રી લાલ સ્વામીએ તમારા હિતનાં વચનો ઉચ્ચાર્યાં હતાં, ત્યારે તમોએ તેમનાં તે વચનોનો તિરસ્કાર કર્યો હતો એટલે આ તે તિરસ્કારનું જ ફળ છે, એમ જ તમારે માનવાનું છે; અર્થાત્ હવે તમારે આ અધિકાર દર્શાવવાનો નથી. અસત્ય માર્ગમાં ન ચાલો અને શાંત રહો; કારણ કે, જેમને શ્રી અમરલાલે પોતે જ પૂજારાની પદવીપર સ્થાપીને જે કાંઈ પણ વસ્તુઓ આપી છે, તેનાપર અન્ય

કોઇને કશો પણ અધિકાર છે જ નહિ અને તેમ છતાં જો કોઈ તેવો અધિકાર દર્શાવે, તો તે સર્વથા અસત્ય જ સિદ્ધ થવાનો." શાસ્ત્રીઓના આ નિર્ણયને સાંભળતાંની સાથે જ સોમા તથા ભેદાના અંતઃકરણમાં અનિવાર્ય ક્રોધનો આવિર્ભાવ થયો અને આ નિર્ણય તેમને કોઈ પણ રીતે યોગ્ય જણાયો નહિ. તેઓ કહેવા લાગ્યા કેઃ "અમો આવી રીતે કદાપિ માની જવાના નથી, અમારા વાદને ત્યાગવાના નથી અને એ વસ્તુઓ અમારો દાયભાગ હોવાથી એમને અમારા અધિકારમાં લીધા વિના કદાપિ શાંત થવાના નથી." જ્યારે આવી રીતે વાદ અતિશય વધી ગયો એટલે પુગર સંત કહેવા લાગ્યો કેઃ "હે બાંધવો, જો તમારી આવી જ ભાવના હોય તો ભલે આ વસ્તુઓ તથા આ મંદિરનો અધિકાર તમો જ લઈ લ્યો; પણ અકારણ વિપવાદને ન વધારો." આ પ્રમાણે કહીને પુગર સંત અંતઃકરણમાં શ્રી અમરલાલનું ધ્યાન ધરીને મનોગત કહેવા લાગ્યા કેઃ "હે શ્રી અમર પરમાત્મન્! હવે તો આપ પોતે જ આવીને મારી આ ચિન્તાને શમાવો!" આમ કહીને તે ભૂમિ પ્રતિ જોવા લાગ્યો અને એ ક્ષણે જ એવો ચમત્કાર થયો કે, તત્કાળ ત્યાં શ્રી અમરલાલ પ્રકટ થયા અને સર્વ જનો અચાનક તેમના સાક્ષાત્કારથી આશ્ચર્યચકિત થઈ ગયા. સર્વ સ્ત્રી તથા પુરુષ અત્યંત હર્ષિત થઈને દંડવત્ તેમનાં ચરણોમાં પડી ગયાં અને શ્રી અમરલાલ જાણે તેમનામાંથી અમૃતની વૃષ્ટિ થતી હોયની તદ્દત્ પ્રેમની દૃષ્ટિથી સર્વને નિહાળવા લાગ્યા. ત્યાર પછી શ્રી અમરલાલ પુગર સંતના શિરપર પોતાના વરદ કરને સ્થાપીને કહેવા લાગ્યા કેઃ "હે મિત્ર, ભયને ત્યાગો અને રંચ માત્ર પણ ચિન્તા ન કરો!" એ પછી શ્રી અમરલાલ પોતાના સહોદરોને સંબોધીને બોલ્યા કેઃ—" આ મહાભારત યુદ્ધનો આરંભ તમોએ શા કારણથી કર્યો છે, તે કાંઈ સમજાતું નથી. આવું અયોગ્ય વર્તન કદાપિ કરવું ન જોઇએ; કારણ કે, સુખ તથા દુઃખ સર્વદા કર્મને જ આધીન છે. તમારો આ વાદ સર્વથા અસત્ય છે અને ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ છે; છતાં તમો વિનાકારણ આ સંતજનને સતાવ્યા કરો છો એ તમારી મહા અનીતિ છે, અને એક પ્રકારનો અસાચાર છે. તમોએ પોતાના હાથે જ પોતાની હાનિ કરી લીધી છે; કારણ કે, તમોએ મારી આજ્ઞાનો અનાદર કર્યો છે. જે જનો ઉત્તમ ઉપદેશને માનતા નથી, તેઓ અન્તે આપત્તિમાં જ આવી પડે છે. આ સર્વ ઐશ્વર્ય તમોને જ મળવાનું હતું અને તમો જ સમસ્ત સંસારમાં પૂજ્ય થવાના હતા, પણ તે પેળાયે હીરાને કાચ જાણીને

તમોએ સાગી દીધો અને આ સર્વ વૈભવવિલાસ તથા પૂજ્યતાને સદાને માટે ખોઈ બેઠા. મારા મિત્ર પુગર સંત અત્યંત સુભાગી હોવાથી મારી ઇચ્છાને અનુકૂલ થયા અને તેથી આ સર્વ મેં એમને અનુરાગ પૂર્વક આપી દીધું; એટલે હવે એમના વિના આ વસ્તુઓનો અન્ય કોઈ પણ અધિકારી છે જ નહિ અને તેમાં પણ તમો તો આ વસ્તુઓના ઉપભોક્તા થવાને સર્વ પ્રકારે અયોગ્ય જ છો. મેઘ સમાન ગુણશીલ જનને દાન આપવામાં જ લાભ સમાયલો છે; કારણ કે, મેઘ મહાસાગરના ક્ષાર જળને લઇને તેને મીઠું જળ કરી પૃથ્વીપર તેની વૃષ્ટિ કરે છે અને વળી પાછો મહાસાગરમાં જ આવી મળે છે. અર્થાત્ જો યોગ્ય પાત્રને દાન અપાયું હોય, તો તે કોઇ પ્રકારે દાતાને જ સુખકારક થાય છે અને તેનું મહાસાગર તથા મેઘ એક અત્યંત ઉત્તમ ઉદાહરણ છે. તમો અપાત્ર હોવાથી ભક્તજન નથી અને આ પુગર સંત ગૃહસ્થ હોવા છતાં પણ પરમ વિરક્ત છે. આ કારણથી એઓ જ આ પદવીને યોગ્ય છે. એટલામાટે આ સંતજનનો રંચ માત્ર પણ દ્વેષ કરશો નહિ અને જો દ્વેષ કરશો, તો તેથી અનિવાર્ય સંકટના સાગરમાં જઈ પડશો. તમો પણ ભક્તિને સ્વીકારો અને આ ક્ષણિક સંસારની આસક્તિને વિસારો. તમો પણ આરી અને જ્યોતિને રાખી લ્યો અને નિત્ય અખંડ નિયમથી શ્રી અમરલાલની સેવા પૂજા કરતા રહો. તમો હવેથી પુગર સંતની પાસે જ રહો; કારણ કે; એમની પાસે રહેવાથી જ તમારા કાર્યની સિદ્ધિનો સંભવ છે. જ્યારે આ સંસારના ભોગોને ભોગવી લીધા પછી તમારા આ દેહનો અંત થશે, ત્યારે તમો વરુણ પુરીમાં જશો અને ત્યાં પણ દેવતુલ્ય સુખોને પામશો."

શ્રી અમરલાલના આ ઉપદેશને તે ઉભય ભ્રાતાઓએ મસ્તકપર ધારી લીધો અને કહ્યું: "હવેથી અમો શ્રી અમરલાલની અનન્ય ભક્તિ જ કરતા રહીશું."

આવી રીતે સોમા તથા બેદાના ક્રોધનું શમન કરીને શ્રી ઉદેરાલાલ ભૂમિમાં અંતર્ધાન થઇ ગયા અને એ પ્રસંગથી નગરમાં સર્વત્ર જયજયકારનો ધ્વનિ થવા લાગ્યો.

## અષ્ટમ પ્રભાવ

### પુગરવિવાહ અને શ્રી અમરલાલસમાધિરચના

શ્રી પુગર સંતનો કાળ શ્રી અમરલાલની પ્રીતિયુક્ત સેવામાં જ વીતતો હતો; તેણે અને તેના અસંખ્ય ભૃત્યોએ તનમન ધન કેવળ શ્રી

મરલાલને જ અર્પી દીધાં હતાં. સોમા તથા ભેદાના દ્વેષનુ નિવા-
ૂ થવાથી સર્વજનો સુખી થયાં હતાં અને સર્વના મનમાં આનંદ
ન આનંદ જ રહ્યા કરતો હતો. અસ્તુ; પુગરની પત્ની વયોવૃદ્ધા
મેલી હોવાથી તેને હવે સંતાન થવાની લેશ માત્ર પણ આશા ન
તી એટલે એક દિવસ પતિ તથા પત્ની મળીને વિચાર કરવા લાગ્યાં
"આ સંસાર અને સાંસારિક ભોગવિલાસ પુત્ર વિના સર્વથા વ્યર્થ
અને એટલામાટે હવે આપણે સંતાનપ્રાપ્તિનો અવશ્ય કોઈ પણ ઉપાય
વો જ જોઇએ." કેટલીક વારના વાર્ત્તાલાપ પછી પત્નીએ પતિને
ધીને કહ્યું કે: "સ્વામિન્, મારો તો એવો જ અભિપ્રાય છે કે, તમો
ઈ અન્ય સ્ત્રી સાથે લગ્નસંબંધ કરો એટલે એ નવીન સંબંધથી અવશ્ય
રમાત્મા આપણુને પુત્રનુ સુખ બતાવશે. મારા પ્રારબ્ધમાં પુત્રનું સુખ
ખાયલું જ નથી અને તેથી જ હું આજ સુધી વંધ્યા રહેલી છું. હે
ાથ, તમો શ્રી અમરલાલનું સ્મરણ કરો અને લગ્નની તૈયારી કરવા
ાંડો. દેવની કરુણાથી આપણુને પુત્ર થશે અને તેનાથી આપણા
ત્રની વૃદ્ધિ થતી રહેશે." પોતાની પતિપરાયણા પત્નિની એ વાર્તાને
ુગર સંતે હૃદયમાં ધારી લીધી અને તે લગ્ન કરવાને તૈયાર થયો.

એજ ગામમાં એક ગૃહસ્થ વસતો હતો અને તેની એક કન્યા
તી. તે કન્યા અતિશય સુન્દરી, રતિરૂપપ્રતિસ્પર્ધિની અને નવયૌ-
ના હતી. એ કન્યાને જાણે પુગરના પ્રાસાદને શૃંગારવામાટે જ
રમાત્માએ આ મર્ત્ય લોકમાં મોકલી હોયની! એમ જ જણાતું હતું.
મે રૂપનિધિ કન્યા જાણે તિલોત્તમા કિંવા રંભા જ હોયની! એવો જ
તેનારને ભ્રમ થયા કરતો હતો. આ સંસારની કોઈ પણ નારીથી
કેંવા દેવાંગનાથી એના સૌન્દર્યની પ્રતિસ્પર્ધા કિંવા સમાનતા કરી શકાય
ામ નહોતું. એવી એ અલૌકિકા કન્યા સાથે પુગર સંતની સગાઈ
ઈ ગઈ અને એ કાંઈ જેવું તેવું કાર્ય તો ન જ કહી શકાય. યોગ્ય સમય
આવતાં લગ્નની તૈયારીઓ થઈ અને શ્રેષ્ઠ સમય તથા શુભ મુહૂર્ત્ત
સાધી પુગર સંતે એ લગ્નકાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ કરી નાખી.
પુગર સંત પોતાની નવીન ધર્મપત્નીને લઇને ગૃહમાં આવ્યો અને તે
વેળાએ સમસ્ત નગરમાં સર્વત્ર આનંદ તથા હર્ષનો પ્રસાર થઈ રહ્યો.

જે વેળાયે પુગર સંત ગૃહમાં પ્રવેશ કરીને ગૃહના મધ્ય ભાગમાં
બેઠા, તે વેળાયે અચાનક ત્યાં શ્રી અમરલાલ સૂર્ય તથા ચંદ્રના પ્રકાશ
પ્રમાન પ્રકાશથી શોભતા પ્રકટ થયા. સર્વ જનોએ તેમને નમસ્કાર
કર્યો અને સ્ત્રીઓએ તેમનાં દુઃખડાં લીધાં. પુગર સંતે તેમને પ્રેમપૂ-

વેક જ્યારે આલિંગન આપ્યું, તે વેળાએ જાણે શ્રી કૃષ્ણ તથા અર્જુન પરસ્પર આલિંગનમાં નિમગ્ન થએલા હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો. ત્યાર પછી શ્રી અમરલાલ આસને વિરાજીને કહેવા લાગ્યા કે. "ઠૂમર સંત, અત્યારે તમોએ જે આ લગ્નસંબંધ કર્યો છે, તે અયોગ્ય છતાં પણ યોગ્ય જ થયો છે અને અપકૃત્ય હોવાં છતાં સુકૃત્યરૂપ થઈ ગયો છે. આ કન્યા તે આ ભૂલોકમાંનું એક અલૌકિક રત્ન છે અને આ અબળા સર્વ સુખદાયિની થવાની છે. આ સાધ્વી સદ્ગુણોની માલિકા છે અને તેથી આ બાળા કોઈ પણ રીતે આ સંસારના વ્યવહારને યોગ્ય નથી. હું આ બાળાને મારી માતુશ્રી તરીકે માનું છું અને તમોને આજ્ઞા આપું છું કે, તમો પણ એને તમારી માતા જ માનો. આ કન્યકા નિત્ય બ્રહ્મચર્ય વ્રતને પાળી અખંડ બ્રહ્મચારિણી તરીકે જ પોતાના આયુષ્યને વીતાડશે, એમ એનામાટે વિધિના હસ્તે નિર્માણ થઈ ચૂકેલું છે. આ પવિત્ર કન્યા સમક્ષ કામદેવ કદાપિ આવી શકશે નહિ અને સર્વ પુરુષોને એ સદા શ્રી સમાન માન્યા કરશે. એના અંતઃકરણમાં ધર્મનિષ્ઠા અતિશય પ્રચંડ હોવાથી નર કરતાં આ નારી અધિક ઉત્તમ છે, માત્ર એટલું જ નહિ, પણ એ સર્વની માતા થવાને યોગ્ય હોવાથી પત્નીપદ એનામાટે સર્વથા અયોગ્ય છે." ઠૂમર સંતે લાલ સ્વામીના આ ઉપદેશનો તત્કાળ સ્વીકાર કરી લીધો અને કહ્યું કે "ત્યારે મારી પણ આ અંબાબાઈ—માતા—જ છે. મેં તો આ નવીન લગ્નસંબંધ કેવળ સંતાનની આશાથી જ કર્યો હતો, મારા મનમાં બીજો કોઈ ભાવ હતો જ નહિ. હવે જ્યારે આપ પોતે જ પધાર્યા છો, તો એ વિષયની ચિન્તા આપને જ છે, મારે હવે એ ચિન્તા રાખવાની નથી. હું આપની આજ્ઞાને સત્ય કરી માનું છું અને તેથી હવે મારી બુદ્ધિ આ વિષય પ્રતિ કદાપિ વળવાની નથી. મારા મનમાં નિરંતર વૈરાગ્યનો અખંડ નિવાસ હોવાથી કામદેવનો મારા મનમાં સંચાર થવાનો મને લેશ માત્ર પણ ભય નથી." શ્રી અમરલાલ 'તથાસ્તુ' શબ્દના ઉચ્ચાર સહિત ત્યાંથી ઉઠ્યા, અશ્વપર આરૂઢ થયા અને છુરી કટારી આદિ વીરોચિત વેશમાં તેઓ એક વીર પુરુષ સમાન શોભવા લાગ્યા. થોડીવારમાં જ હાથમાં નેજાને લઈને શ્રી અમરલાલ ત્યાંથી પ્રયાણ કરી ગયા.

ભૂપોના પણ ભૂપ સમાન શોભતા એ અલૌકિક પુરુષ ચાલતા ચાલતા જહેજા નામક એક સ્થાનમાં આવી પહોંચ્યા આ સ્થાન તેમને આકર્ષક લાગવાથી એ સ્થાનમાં કાંઈક ચમત્કાર કરી બતાવવાની

તેમની ઇચ્છા થઈ આવી. એ સ્થાનમાં એ વેળાયે એક જટ* બેઠો હતો, તેને ઉદ્દેશીને શ્રી અમરલાલે પૂછ્યું કે: "આ ભૂમિનો સ્વામી કોણ છે વારુ? કારણ કે, મારો તેની સાથે મુલાકાત કરવાનો વિચાર છે." અમરલાલના આ પ્રશ્નથી તે જટ ભયભીત થઇને મનમાં વિચારવા લાગ્યો કે: "આ પુરુષ બાહ્ય દર્શનથી તો કોઈ રાજા જેવો જ દેખાય છે. અને એનો મારાપર રોષ થએલો હોવાથી જ એ ભૂમિના સ્વામી સાથે મુલાકાત કરવાની ઇચ્છા દર્શાવે છે." પરંતુ છેવટે તેણે જણાવ્યું કે: "મહારાજ, આ ભૂમિનો સ્વામી હું પોતે જ છું; કારણ કે, આ ભૂમિ યોગ્ય મૂલ્ય આપીને મેં પોતે જ ખરીદી લીધી છે." તેનું આ ઉત્તર સાંભળીને પુનઃ શ્રી અમરલાલે પૂછ્યું કે: "આ ભૂમિનું મૂલ્ય તેં કેટલું આપ્યું છે? તેં જેટલું મૂલ્ય આપ્યું છે તેટલું મારી પાસેથી લે અને આ ભૂમિનો અધિકાર મને આપી દે." આના ઉત્તરમાં તે જટ કહેવા લાગ્યો કે: "મહારાજ,

---

* મારી 'ચાણક્ય નંદિની અથવા ચન્દ્ર અને સુહધી' નામક 'ગુજરાતી'ની ૩૩ મી ભેટ તરીકે અપાયલી ઐતિહાસિક નવલકથાના ૧૯ માં પૃષ્ઠમાં એ 'જટ' જાતિવિશે જે એક ટિપ્પણ આપવામાં આવ્યું છે, તે અહીં ઉપયુક્ત ધારીને જેમનું તેમ ઉતારી લીધું છેઃ-

"સિંધુ દેશની એ મૂલ નિવાસિની 'જટ' જાતિના લોકોએ સિંધુ દેશમાં મુસલ્માનોનુ આગમન થયા પછી અરબોના અત્યાચારોના યોગે ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો હતો અને તેથી અત્યારે સિંધમા જે જાતિ 'જટ' જાતિના નામથી ઓળખાય છે, તે મુસલ્માન જાતિ જ છે. હજી પણ એ જાતિના લોકો ખેતીવાડીનો, ગાયો ભેંસો અને ઊંટ બકરાંને ચારવાનો અને હિન્દુઓના ઘરમાં નોકરી આદિનો ધંધો કરે છે જે સમયમાં એ લોકો મુસલ્માન થએલા ન હોતા, તે સમયમાં તેમને હિન્દુઓ અસ્પર્શ્ય માનતા નહોતા અને તેમના હાથે લવાયલા જળ આદિનો સ્વીકાર કરતા હતા, તે રૂઢિ જટ જાતિના લોકો મુસલ્માન થઈ જવા છતાં પણ સિંધુ દેશમાં કાયમ જ રહી ગઈ છે. આજે પણ સિંધમાં જટ લોકો નદી અથવા કૂવામાના પાણીના ઘડા (મારીના ઘડા) ભરી લાવે છે અને તે પાણીનો હિન્દુઓ ન્હાવાધોવામાં, રાંધવામા અને પીવામા ઉપયોગ કરે છે. એ જટ જાતિના લોકો મૂળ અત્યન્ત અસભ્ય અને મૂર્ખ હતા, તે કારણથી અત્યાર સૂધી પણ સિંધમાં, જો કોઈ મૂર્ખ હોય, તો તેને 'જટુ' કહેવાનો એક પ્રઘાત જ પડી ગએલો છે. 'આ માણસ બિલ્કુલ ગધેડા જેવો છે!' એવા આશયને જો સિંધી ભાષામાં વ્યક્ત કરવો હોય, તો એમ જ કહેવામા આવે છે કે: "હીઉ માડુઅ અસુલી જટુ આહે!" સુધારણાના અનેક યુગોમાથી પસાર થવા છતાં પણ એ જાતિની અસભ્યતા, મૂર્ખતા અને સાહસિકતાનો અદ્યાપિ સર્વાંશે લોપ થઈ શક્યો નથી................................. ............"

આ ભૂમિના મૂલ્ય તરીકે આપ જે કાંઇ પણ આપશો, તેનો પ્રસન્નતાથી સ્વીકાર કરી લઇશ. હું આપ સાથે કોઈ પણ પ્રકારે વિવાદ કરવાનો નથી; કારણ કે, આ ભૂમિ અમસ્તી પણ મારે વેચી જ નાખવાની હતી." તેની આવી નમ્રતાને જોઇને લાલ સ્વામીએ કહ્યું કે: "જ્યાં અત્યારે તું પગ રાખીને ઉભો છે, તે તારા પગ નીચેની ભૂમિને ખોદી નાખ જોઇએ." આજ્ઞા પ્રમાણે તે જટ જમીનને ખોદવા લાગ્યો. કેટલીક વાર સુધી એવી રીતે જમીનને ખોદતાં ભૂમિના ગર્ભમાં તેને અપાર ધનસંપત્તિનાં દર્શન થયાં અને એ ચમત્કારથી તેનાં આશ્ચર્યનો અવધ થઈ ગયો. હીરા, પદ્મરાગ, માણિક્ય, ગોમેધ, મુક્તાફલ, ઇન્દ્રનીલ, પુષ્કરાજ, વૈડૂર્ય અને તોરમણિ જેવાં રત્નોના રાશિના રાશિ પડેલા ત્યાં જોવામાં આવ્યા. એ ઉપરાંત સુવર્ણ તથા રજતની મુદ્રાઓ તો ત્યાં ઇતસ્તતઃ અસંખ્ય પડેલી હતી. શ્રી અમરલાલના આવા ચમત્કારને જોઇને તે જટ અતિ વિસ્મયાપન્ન થયો અને મનોગત કહેવા લાગ્યો કે: "આ કોઈ અવશ્ય પુરાતન પુરુષ છે અને તેથી એમનાં ચરણોનો આશ્રય સ્વીકારવો એ જ અધિક ઉત્તમ છે!" આવા વિચારથી તે જટ શ્રી અમરલાલને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "હે પૂજ્ય પુરુષ, હું આ ધનને સ્વીકારવાને યોગ્ય નથી, છતાં જો આજ્ઞા આપો, તો હું ઘેર જઇને મારી સ્ત્રીને પૂછી આવું અને પછી આપને મારો અભિપ્રાય જણાવું." શ્રી લાલ સ્વામીએ કહ્યું કે: "ભલે ત્યારે સત્વર જા અને જે પૂછવું હોય તે પૂછી આવ." જટ દોડતો ઘેર ગયો અને ત્યાં તેણે પોતાની સ્ત્રી–જટી–ને સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યો. તેની સ્ત્રી અતિશય ચતુર હોવાથી પતિના મુખથી આ અદ્‌ભુત વૃત્તાન્ત સાંભળીને કહેવા લાગી કે. "આપણે એ અગાધ ધનસંપત્તિ લેવાની નથી, કિન્તુ આપણે તો એ મહાપુરુષની સર્વ સુખદાયિની સેવા જ કર્યા કરીશું. એ અવશ્ય કોઈ પીરોના પણ પીર છે અને કેવળ ચમત્કાર બતાવવા માટે જ અહીં પધાર્યા છે." આ પ્રમાણેનો વિચાર કરીને તે પતિપત્ની જ્યાં શ્રી અમરલાલ અશ્વારૂઢ થઇને ઉભા હતા ત્યાં આવી પહોંચ્યાં અને તેમનાં ચરણોમાં પડીને નમ્રતાથી કહેવા લાગ્યાં કે: "હે દીનદયાળુ, મહાકૃપાળુ મહાપુરુષ, આ માયા અમને જોઇતી નથી; અમોને તો માત્ર આપની 'ટહલ' (સેવા) જ જોઇએ છે. અમો તો આપના મુજાવર ઝાડુવાળનાર થઇને આપના દરબારમાં સેવાચાકરી જ કર્યા કરીશું; કારણ કે, આ સંપત્તિ તો કેવળ અહીંનાં સુખોને જ પ્રાપ્ત કરાવનારી છે અને આપની સેવા તો આ લોક તથા પરલોક ઉભયને

સુધારનારી છે." શ્રી અમરલાલે તેમનાં આવાં વચનો સાંભળીને એ દંપતીપર અતિશય અનુગ્રહ કર્યો અને કહ્યું કે: "જ્યારે તમારી આવી જ ઇચ્છા છે, તો તમો સેવા જ કરતાં રહો; કારણ કે, એથી તમારાં સર્વ કાર્યોની સિદ્ધિ થશે. આ સ્થાનમાં અસંખ્ય લોકો આવશે, તેમની પાસેથી તમોને અનંત ધનની પ્રાપ્તિ થશે, માયા તમારી દાસી થઈને રહેશે અને તમારો કોઈ પણ પરાજય કરી શકશે નહિ. અમરલાલના ભંડાર સદા ભરપૂર ભરેલા છે અને તેમાં ધનસંપત્તિની કશી પણ ન્યૂનતા નથી." આમ કહીને શ્રી અમરલાલે પોતાના નેજાને ભૂમિમાં ચલાવ્યો અને આખો નેજો ભૂમિમાં પેસી ગયો. એ નેજાના આઘાતથી ભૂમિમાં એક વિશાળ માર્ગ થઈ ગયો અને જગત્સ્વામી દીનદયાળુ પ્રભુ અમરલાલ અશ્વારૂઢ અવસ્થામાં પાતાળના માર્ગમાં ચાલતા થયા. વાસ્તવિક તો એમ જ હતું કે, આ કેવળ તેમણે પોતાની લીલાનો ચમત્કાર જ બતાવ્યો હતો; કારણ કે, તેઓ ક્યાયથી આવ્યા પણ નહોતા અને કયાંય ગયા પણ નહોતા. પેલો જટ અથવા મુજાવર ત્યાંનો ત્યાં જ બેસી રહ્યો અને અંતઃકરણપૂર્વક શ્રી અમરલાલની સ્તુતિ કરવા લાગ્યો. તેણે પોતાના ઘરબારને ત્યાગી દીધાં અને ત્યારપછી શ્રી અમરલાલના આ ચમત્કારનો સર્વત્ર વિસ્તાર થઈ ગયો. આ વૃત્તાન્ત છેવટે જ્યારે પુગર સંતના સાંભળવામાં આવ્યો, એટલે તે તે ક્ષણે જ ત્યાં દોડી આવ્યો. તેણે તે સ્થાનને નમસ્કાર કર્યો અને પેલા જટને પણ બહુભાવથી આલિંગન આપ્યું. ત્યારપછી પુગર સંતે તે સ્થાનમાં શ્રી અમરલાલના સમાધિને નિર્માણ કરવાની તૈયારીઓ કરાવી અને એ વૃત્તાન્ત મરખશાહના સાંભળવામાં આવ્યો. મરખશાહે પોતાના વજીર આહાને ત્યાં મોકલ્યો અને ત્યાં એક નવીન કૂબો ચણાવવાની તેને આજ્ઞા આપી દીધી. આહાએ ત્યાં આવીને સમાધિ બંધાવવાની તૈયારી ચાલતી જોઈને પુગર સંતને કહ્યું કે "હે સાધુ પુરુષ, ઉદેરા લાલ તો અમારા પીર હતા અને તેમની શક્તિઓ અગાધ હતી, એટલામાટે અમો તેમના નામનો એક કૂબો અહીં ચણાવવા માગીએ છીએ અને આ જટ મુજાવર તેમાં રહીને મુજાવરપણું કરશે, એવી વ્યવસ્થા કરાઈ છે. તમારું જે 'દરિયાસ્થાન' બંધાયલું છે, તેમાં જ તમો અમરલાલની પૂજા ઉપાસના કર્યા કરો અને આ સ્થાન અમારામાટે રહેવા દો. શ્રી અમરલાલે મુસલ્માનોના ભ્રમનો પણ નિરાસ કરેલો હોવાથી તેઓ મુસલ્માનોને પણ અતિ પ્રિય થઈ પડ્યા છે અને પૂજ્ય જણાયા છે; તેમણે અમોને કુરાન શરીફના સત્ય અર્થો સમજાવ્યા

છે અને તેથી તેઓ અમારા પીર તરીકે ઓળખાય છે." આહાનાં આ વચનો સાંભળી પુગર સંતે કહ્યું કેઃ "હે આહા વજીર, શ્રી અમરલાલ કેવળ અમારા જ દેવ હતા, તમારા પીર નહિ; કારણ કે, તેમણે રત્નરાયના ગૃહમાં જન્મ લીધો હતો અને તેમનું નામ શ્રી ઉદેરાજ અથવા અમરલાલ હતું, એ વાર્તા કાંઈ તમારાથી અજાણી તો નથી જ. વળી તેમણે 'દરિયાસ્થાન'ની સ્થાપના કરીને મને અલૌકિક સપ્ત વસ્તુઓ આપેલી છે અને હિન્દુઓમાં પોતાના મતનો પ્રચાર કર્યો છે; તેથી તેઓ હિન્દુઓના દેવ તરીકે જ સિદ્ધ થયા છે." આ વાદ જ્યારે ઘણો જ વધી ગયો અને વાત હોંસાતોંસીપર આવી ગઈ તે વેળાએ એક પુરુષ મધ્યસ્થ થઇને કહેવા લાગ્યો કેઃ "તમો આ વિવાદને રહેવા દઇને શ્રી લાલ સ્વામીને એવી પ્રાર્થના કરો કે, 'હે પ્રભો! આ વિવાદનો હવે તમો આવીને અંત લાવી નાખો!' એટલે શ્રી અમરલાલ અવશ્ય આવીને તમારી આ શંકાનું નિરસન કરીને સર્વમાન્ય સમાધાન કરી આપશે." આહા તથા પુગર સંતે તે મધ્યસ્થ જનના ઉપદેશ પ્રમાણે કર્યું અને તેના પરિણામે એવી આકાશવાણી થઈ કેઃ "પુગર સંત અને આહા વજીર! તમો આ વિવાદ ન કરો; હું સર્વ લોકનો શાહ છું એટલે કે, હિન્દુ તેમ જ મુસલમાન મારી દૃષ્ટિમાં તો સમાન જ છે; હું કોઇને ભિન્ન જોતો જ નથી. જે કોઈ પણ ઇશ્વરની ભક્તિ કરે છે અને સત્ય ભાવને અંતઃકરણમાં ધારે છે, તે મારો છે અને હું તેનો છું. હું આ સકલ વસુધરાનો આધાર છું એટલે જેનામાં જે ભાવની પૂર્ણતા છે તે તેનો ભાવ જ ધ્યેય અને ઉપાદેય છે; અર્થાત્ તમો ભાવને જ દેવરૂપ જાણો અને અન્ય કોઇને પણ ઉપાસ્ય તરીકે ન પિછાણો. જે મારામાં અત્યંત ભાવ રાખીને અંતઃકરણપૂર્વક મારી ભક્તિ કરે છે, તે જ શ્રેષ્ઠ ફળને પામે છે, એ નિશ્ચયપૂર્વક માની લેવું. સમસ્ત વિશ્વનો ઈશ્વર એક જ છે અને તે જ સર્વ ભક્તોનો દેવ છે. જે જેને દેવ માનીને અને તેમાં ઈશ્વરનો ભાવ રાખીને સેવે છે, તેના માટે તે જ ઈશ્વર છે; કારણ કે, સર્વ દેવ ઈશ્વરનાં અંશ છે અને તેથી કોઈ પણ દેવની ઉપાસના તે ઈશ્વરની જ ઉપાસના છે. સર્વ પદાર્થો ઈશ્વરરૂપ શરીરના ભિન્ન ભિન્ન અવયવો છે, છતાં પણ તે સર્વ અવયવો ઉપાસ્ય નથી; કિન્તુ વેદ, શાસ્ત્ર અને શ્રેષ્ઠ જનોવડે જે દેવ તરીકે સ્વીકારાયલા છે, તેઓ જ ધ્યેય તથા પૂજ્ય છે અને તેથી તેમના ધ્યાતા થવામાં જ કલ્યાણ છે. આવી રીતે વિવાદ કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી; કારણ કે, હું સર્વ લોકનો સ્વામી હોવાથી

મને પ્રેમસહિત ભજતા રહો અને હિન્દુ મુસલ્માનના ભેદભાવને કાઢી નાખો."

આ નભોવાણી તો જાણે સર્વના સાંભળવામાં આવી અને ત્યાર પછી જેને કેવળ પુગર જ સાંભળી શકે એવી બીજી નભોવાણી થઇ કેઃ "હે પુગર સંત, મુસલ્માનોના આચાર જો કે સર્વ પ્રકારે અશુદ્ધ છે, છતાં તેઓ ઇમાન અથવા શ્રદ્ધામાં અતિશય દૃઢ છે અને એ ગુણ હિન્દુઓએ તેમની પાસેથી શીખવા યોગ્ય છે; આ કારણથી એમને અહીં કૂવો ચણાવવા દ્યો અને સમાધિ ચણાવવાના વિચારને માંડી વાળો." આવી રીતે શ્રી અમરલાલની ગુપ્ત સૂચના મળવાથી પુગર સંત આહા વઝીરને ઉદ્દેશીને કહેવા લાગ્યો કેઃ "વારુ ત્યારે હવે અમો આ સ્થાનમાં સમાધિ ચણાવવાના વિચારને બંધ રાખીએ છીએ; પરતુ તમો જે કૂવો ચણાવો તેમાં અખંડ જ્યોતિની સ્થાપના થવી જોઇએ; એ વાર્ત્તા જો તમોને માન્ય હોય, તો કૂવો ચણાવવા-માટે અમારી સંમતિ છે." આહાએ પુગર સંતની આ ઇચ્છાનો સ્વીકાર કરી લીધો અને કૂવાના ચણતર કામનો આરંભ કરી દીધો. કૂવાની રચના અત્યંત ઉત્તમ કરવામાં આવી અને જાણે ત્યાં એક નવીન ગિરિશિખરનો ઉદ્ભવ થયો હોયની! તેવો જેનારને ભાસ થવા લાગ્યો. ત્યાં પુગર સંતે આવીને ચાર જ્યોતિઓ પ્રકટાવી અને તે નિરંતર પ્રજ્વલિત રહેવા લાગી. ત્યાં એક પૂજારાને પણ રાખ-વામાં આવ્યો અને તેને પુગર સંતે પોતાનો શિષ્ય કરી લીધો. એના જે વંશજો થયા, તેઓ અત્યાર સુધી 'પૂજારા'ના નામથી જ ઓળ-ખાય છે અને સિંધુદેશમાં તેમ જ જ્યાં પણ સિંધુદેશવાસી હિન્દુઓનો નિવાસ છે ત્યાં સર્વત્ર પૂજ્ય મનાય છે.

તેમ જ કૂવામાં જે મુજાવર હતો, તેની મુજાવર તરીકે શ્રી અમરલાલે પોતે જ યોજના કરેલી હોવાથી તે પણ પુગર સંત પ્રમાણે જ શ્રી લાલ સાંઇની અખંડ અને અવિભગ બંદગી કરવા લાગ્યો. એ મુજાવરના અત્યારે પણ જે વંશજો છે, તે સર્વ લાલ ઉદેરાના જ પૂજક છે. તે મુજાવરની આ પવિત્રતાને જોઇને તેને અત્યંત પ્રેમથી નિહાળીને પુગર સંતે કહ્યું કેઃ "તમો તથા ગારો આ શિષ્ય બન્ને હિન્દુ મુસલ્માન ભ્રાતા અહીં સુખપૂર્વક રહો અને શાંતિ સુખને પામો. તમો સદા ઉદેરા સ્વામીને સેવતા રહો એટલે તે અંત-ર્યામી તમોને સર્વ પ્રકારની સંપત્તિ આપશે." પુગરના આ આશી-ર્વાદને તેમણે મસ્તકે ચઢાવ્યો અને સર્વ જનોએ પરસ્પર આલિંગનથી

એકતા અથવા સમભાવનાને વ્યક્ત કરી બતાવી. આ પ્રમાણેની સર્વ યોગ્ય વ્યવસ્થા કરીને તેઓ પોતપોતાના સ્થાનપ્રતિ જવાને રવાના થયા. પુગર સંતે નસરપુરપ્રતિ પ્રયાણ કર્યું અને આહા વઝર ક્યાં તરફ ચાલ્યો ગયો.

પુગર સંતે શ્રી અમરલાલના મતનો અતિશય પ્રચાર કર્યો અને સર્વત્ર 'દરિયાસ્થાનો' સ્થાપ્યાં. શ્રી અમરલાલના લક્ષાવધિ સેવકો હતા અને પ્રતિદિન સહસ્ત્રાવધિ સેવકોની તેમાં વૃદ્ધિ થવા લાગી. જ્યારે પુગર સંતની વૃદ્ધાવસ્થા થઈ ત્યારે શ્રી અમરલાલે તેને આજ્ઞા કરી કે: "હવે તમો આ નશ્વર શરીરને ત્યાગો અને વરુણપુરીનાં સુખોને સંસા-
આવીને ભોગવો. હવે તમો મારા સમક્ષ નિવાસ કરો અને મર-
રતી સર્વ આશાઓને છોડી દો. હવે તમારા માટે જન્મ તથા
ખૂનું કષ્ટ છે જ નહિઃ કારણ કે, તમો મારામાં જ લીન થવાના છો."
શ્રી અમરલાલની આવી આજ્ઞા સાંભળીને જેની સદા શ્રી અમરલા-
લમાં જ સંલગ્નતા હતી એવા પુગર સંતે આ સંસારને સદાને માટે ત્યાગી જવાની તૈયારી કરવા માંડી. પોતાની વૃદ્ધા પત્ની તથા અમ્મા-
બાઇને પોતા પાસે બેસાડીને તેમને તેણે પોતાના વરુણાલયપ્રયાણની વાર્તા કહી સંભળાવી અને તે સાંભળીને તે વૃદ્ધા પત્ની તથા અમ્મા-
બાઇના અંત:કરણમાં અતિશય ખેદ થવા લાગ્યો. પુગરે જ્ઞાન ચર્ચાથી તેમના મનનું સમાધાન કર્યું અને ત્યાર પછી અમ્માબાઇને પોતાની ગાદીપર બેસાડી સર્વે સેવકોના મુખથી તે નારીરત્નનો જયજયકાર શબ્દ બોલાવ્યો.

પુગરની વૃદ્ધા સ્ત્રી નિર્ભય રહી; કારણ કે, તેની સેવા કરનાર અસખ્ય જનો હતા. પુગર સતે પોતાના ભૌતિક દેહને ત્યાગી દીધો અને તેની ઉત્તરક્રિયા કોઇ એક સમ્રાટ્‌ની ઉત્તર ક્રિયા સમાન ધામ-
ધૂમથી કરવામાં આવી. અમ્માબાઇમાં સજ્જનોને સુખદાયક તથા દુર્જનોને દુ:ખદાયક થનારા ગુણોનો સંપૂર્ણ નિવાસ હોવાથી તેની કીર્તિનો પુગરની કીર્તિ કરતાં પણ અધિક વિકાસ થયો અને એક નારી એક નર કરતાં પણ અધિક ખ્યાતિને મેળવવાના ભાગ્યને લઇ શકી. અમ્માબાઇનાં લક્ષણો પુગર કરતાં પણ અધિક ઉત્તમ હોવાથી સર્વે લોકોની તેનામાં સંપૂર્ણ શ્રદ્ધા અને પૂજ્ય ભાવના બંધાઈ ગઈ. એ નારીશ્રેષ્ઠા મુખમાંથી જે વચન ઉચ્ચારતી હતી, તે વચન સર્વદા સત્ય અને સત્ય જ સિદ્ધ થતું હતું, એ દેવી સર્વની યોગ્ય ઇચ્છા-
ઓને પૂર્ણ કરતી હતી અને તેથી દેવી સ્વરૂપે જ પૂજાતી હતી.

નસરપુરમાં સર્વત્ર આનંદ અને આનંદનો જ પ્રસાર થઈ ગયો અને સર્વત્ર અમ્માબાઇના શુભ તથા પ્રાતઃસ્મરણીય નામનો જ ઉચ્ચાર સંભળાવવા લાગ્યો.*

## નવમ પ્રભાવ

### પુનર પુત્ર જન્મ

શ્રી અમરલાલની ભક્તિમાં બહુ વર્ષ વીતી ગયાં અને ત્યાર પછી જેના હૃદયને હર્ષ કિંવા શોક આદિ કોઈ પણ મનોવિકારનો સ્પર્શ નહોતો તેવી શ્રી અમ્માબાઈ પોતાના મનમાં વિચાર કરવા લાગી કે: "આ સમસ્ત સંસાર નશ્વર હોવાથી કોઇની પણ કાયા સ્થિર કિંવા અમર તો છે જ નહિ અને તેથી જ્યારે મારા આ લૌકિક દેહનો પાત થશે, તે વેળાયે આ ધર્મના શકટને આગળ કોણ ચલાવશે વારુ? મારો પુત્ર તો છે નહિ કે જે ગાદીપર બેસે એટલે પુત્ર વિના આ સર્વસ્વનો નાશ જ થઈ જવાનો. જો કે શ્રી અમરલાલ તો આ ધર્મને ચલાવનારા છે જ અને તેઓ જ સર્વ પ્રકારે અમારા સ્વામી છે; આ વિષયની ચિંતા તેમને જ છે; કારણ કે, આ સર્વ વસ્તુઓ તેમની જ આપેલી છે; તથાપિ મનુષ્યનું મન ચંચળ છે અને

* જે સ્ત્રી ધર્મતત્ત્વમર્મિતા પંડિતા હોવા સાથે પ્રથમથી જ અખંડ બ્રહ્મચારિણી હોય, તેના બ્રહ્મચર્યનો આવો અથવા આના કરતાં પણ વિશેષ પ્રભાવ પડે, એ સર્વથા સ્વાભાવિક જ છે ગર્ગમુનિની તનયા ગાર્ગી આર્યાવર્તના ઇતિહાસમાં એક અલૌકિક પ્રભાવશાલિની અબળા થઇ ગઇ છે. કહેવામાં આવે છે કે એના જેવી પ્રભાવશાલિની અબળા અદ્યાપિ આ વિશ્વમાં બીજી કોઈ થઇ જ નથી. એનો પ્રભાવ એટલી સીમા પર્યન્તનો હતો કે એ નિરંતર નગ્ન અવસ્થામાં રહેતી હોવા છતાં એને કોઈ પણ વિકારદૃષ્ટિથી જોઈ શકતુ નહોતુ એટલે કે એને જોતાં જ સર્વ પુરુષોના વિકારભાવનો લય થઈ જતો હતો. ગાર્ગીએ જનક રાજાની સભામાં ઉપસ્થિત થઇને સર્વ જન સમક્ષ ઋષિ યાજ્ઞવલ્કય સાથે ઉત્તમ શાસ્ત્રાર્થ કર્યો હતો અને ઋગ્વેદની એણે કરેલી ટીકા અદ્યાપિ વિદ્યમાન છે. આ સર્વ અલૌકિક પ્રભાવ કેવળ તેના અખંડ બ્રહ્મચર્ય તેજનો જ હતો, એવો બહુધા સર્વ પંડિત જનોનો સર્વસંમત અભિપ્રાય છે અને તે સર્વથા સત્ય છે. સિંધુદેશમાં આ અમ્માબાઇને અદ્યાપિ પ્રતિમાર્ગી અથવા ગાર્ગીના અવતાર તરીકે ઓળખવામાં આવે છે અને એક પ્રાતઃસ્મરણીયા પવિત્ર આર્યનારી તરીકે પ્રાતઃકાળમાં તેના નામનો ભક્તિભાવથી ઉચ્ચાર કરાય છે. આપણે ઇચ્છીશું કે, ભારતવર્ષમાં આવી અપૂર્વ પ્રભાવશાલિની પવિત્ર બ્રહ્મચારિણી અબળાઓ જન્મ પામો અને નારીપ્રતિષ્ઠાની દૃઢતા થાઓ.

તે ચંચળતાના યોગે મનુષ્યના મનમાં તર્કવિતર્ક થયા કરે છે. અર્થાત્ મારું મન પણ સ્થિર રહી શકતું નથી અને તેથી અતીવ ચિંતા થયા કરે છે. નથી સમજી શકાતું કે એવા કયા પ્રારબ્ધનો ઉદય થયો છે કે જેના યોગે મને આવી અવસ્થા પ્રાપ્ત થઇ છે!" સારાંશ કે, અમ્માબાઇના અંતઃકરણમાં અત્યંત ક્ષોભ થવા લાગ્યો; તેનું મન એક પળમાત્રને માટે પણ શાંત થતું નહોતું અને તે અનેક પ્રકારના કુતર્કોથી પીડાતી હતી. કેટલીક વાર જ્ઞાનિજનોને પણ કર્મજન્ય ફળ આવી રીતે ભોગવવું પડે છે, એવો શાસ્ત્રિનો અભિપ્રાય છે.

કર્મ ત્રણ પ્રકારનાં છે અને તે સંચિત, આગામિ તથા પ્રારબ્ધ કર્મના નામથી ઓળખાય છે. સંચિત કર્મનો જ્ઞાનવડે ક્ષય થાય છે, અને તેથી જ્ઞાનિમાટે આગામિ કર્મનો સંભવ રહેતો જ નથી; અર્થાત્ જ્ઞાનિજનને કર્તૃત્વભ્રાંતિનો સ્પર્શ થતો નથી અને તેથી આગામિ કર્મ કેવળ અજ્ઞાનિજનોમાટે જ હોય છે. જ્ઞાનિજનને પ્રારબ્ધ કર્મનો લેપ લાગેલો હોય છે અને તે પ્રારબ્ધ કર્મ ભોગવ્યા વિના પ્રારબ્ધ કર્મનો અંત થતો જ નથી. જ્ઞાનિજનોની ખાનપાન આદિ જે જે ક્રિયાઓ થાય છે તે સર્વ એ પ્રારબ્ધ કર્મના યોગે જ થયા કરે છે અને જ્ઞાનિજનને જે જે ઇચ્છાઓ થાય છે તે સર્વ પ્રારબ્ધ કર્મના ભોગરૂપ જ મનાય છે. અર્થાત્ જ્ઞાનિજન કર્મફળથી સદા અલિપ્ત જ રહ્યા કરે છે અને શરીરથી નિયમિત કાંઇ પણ ક્રિયા કરતા નથી. યાજ્ઞવલ્ક્ય અને જનક આદિ એ જ્ઞાનિજનોના મુખ્ય દૃષ્ટાંતરૂપ છે અને તેથી તેમનાં નિષ્કામ કર્મોની કથા ધ્યાનમાં રાખવા યોગ્ય છે. અર્થાત્ અમ્માબાઇ પોતે મહા જ્ઞાનસંપન્ના હતી; છતાં પ્રારબ્ધના પ્રભાવથી તેના મનમાં સુતના સંકલ્પનો ઉદય થયો હતો અને તે ભાવને તે ત્યાગી શકતી નહોતી.

આવી રીતે પુત્રપ્રાપ્તિની ભાવનાની અતિશય પ્રખરતા થવાથી પૂજન આદિ કાર્ય એક વૃદ્ધ બાઇના હાથમાં સોંપીને અમ્માબાઇ સિન્ધુના તટપ્રદેશમાં જઇને શ્રી અમરલાલના ધ્યાનમાં નિમગ્ન થઇને બેસી ગઇ શરીરની સ્થિરતામાં જાણે તે તપસ્વિની હોય તેમ જ અચલ મનોવૃત્તિમાં કોઇ મહાયોગિની હોયની! તેવો જ તેને જેવાથી ભાસ થતો હતો. બગો તેને પોતાની પ્રતિસ્પર્ધિની ધારીને તેના શરીરમાં પોતાના ચંચુનો પ્રહાર કરતા હતા; છતાં પણ અમ્માબાઇ ધ્યાનભ્રષ્ટ થતી નહોતી; કારણ કે, તે શ્રી અમરલાલના અવિભંગ ધ્યાનમાં તદાકાર થએલી હતી. સિન્ધુ નદના તરંગો સિંહની ગર્જના કિંવા મેઘ

ગર્જના સમાન ગર્જતા હતા, ત્યાં એક પણ મનુષ્ય દેખાતું નહોતું અને સર્વત્ર વનવાસી હિંસપશુઓ અન્ય જીવોનો ઘાત કરતા વિચરતા હતા. આવા સ્થાનમાં નર કિંવા નારી રહી શકે, એ સર્વથા અશક્ય હતું; છતાં અમ્માબાઇના મનમાં એની લેશ માત્ર પણ ભીતિ હતી જ નહિ. નદના સર્વે તરંગો જાણે એમ જ કહેતા હતા કેઃ-"હે બાઈ! તું તારે ઘેર ચાલી જા; કારણ કે, અમો અમારા પતિને તારા હાથમાં સોંપવાના નથી; તો પછી તું વિના કારણ તારા શરીરનો ક્ષય શામાટે કરી નાખે છે વારુ?" વાયુ પણ એવો સુસવાટાબંધ વાતો હતો કે જાણે કોઈ વૈરી મહા ભીષણ નાદ કરી રહ્યો હોયની! એવો જ ભાસ થતો હતો. જ્યારે સંધ્યાનો સમય થયો અને સૂર્યનારાયણ અસ્તાચલમાં જવાની તૈયારી કરવા લાગ્યા, તે વેળાયે નિશાના આગમનથી અમ્માબાઇના અંતઃકરણમાં કાંઇક ભીતિનો સંચાર થયો. નભમાં વિચિત્ર પ્રકારનાં અભ્રો પ્રકટ થઇને વિવિધ ભાંતિના આકારોને ધારવા લાગ્યાં અને જાણે એમ જણાવવા લાગ્યાં કેઃ-"અમારા જે જીવનદાતા છે તેમને લેવામાટે તમો આવ્યાં છો, પણ તેઓ તમને મળવાના નથી; કારણ કે, અમારું જીવન તેમનામાં જ સમાયલું છે. નિશાના સમયમાં જેવી રીતે ચોર આદિક ચૌરકર્મ કરે છે, તેવી રીતે આ બાઈ અમારા તાતને હરી જશે તો!" થોડીવાર પછી આકાશમાં ચન્દ્રનો ઉદય થયો અને તે વેળાએ જાણે રક્ષક પિતાનું આગમન થયું હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો. જેવી રીતે વિરહી જનની નિશા ક્ષણ, પળ, ઘટિકા અને યામની ગણનામાં વીતી જાય છે, તેવી જ અમ્માબાઇની નિશા વીતવા લાગી; કારણ કે નિશાના સમયમાં સિન્ધુનો તટપ્રદેશ વનના સર્વ ભયો આવીને એકત્ર થવાથી અત્યંત ભયંકર થઈ ગયો હતો.

વનચર તથા જલચર આદિના નાદો જાણે તેઓ યમને બોલાવતા હોયની! તેવો જ ભ્રમ કરાવતા હતા; પરન્તુ તેમાંનું કોઈ પણ પ્રાણી અમ્માબાઈ પાસે આવવાનું સાહસ કરી શકતું નહોતું. અંતે નિશા વીતી ગઈ અને રજનીપતિનો અસ્ત થયો. ચન્દ્રના અસ્ત સાથે જ પ્રાચી દિશામાં ભાનુ પ્રકાશ્યો અને તે જાણે કનકરચિત કમલ વિકાસ્યું હોયની! તેવો દેખાવા લાગ્યો. અમ્માબાઇના મનમાં કોઈ પણ પ્રકારની ભીતિ કે શંકાનો નિવાસ નહોતો; તે સર્વથા નિર્ભય દશામાં જ હતી. તેણે ખાનપાન આદિનો ત્યાગ કરી દીધો હતો અને [illegible] કરી લીધી હતી. એવી રીતે તેના સાત દિવસ

વીતી ગયા અને તે પોતાના આસનપરથી જરા પણ ખસી નહિ. એટલે પછી અચાનક જળવાણી થઈ કે:—"હે અમ્માબાઈ! તમે હવે તમારા સ્થાને ચાલ્યાં જાઓ; કારણ કે તમારા મનમા જે આશા છે તે પૂરી થશે, એટલે કે વૃદ્ધા બાઈના ઉદરથી તમોને પુત્રની પ્રાપ્તિ થશે" આ જળવાણી સાભળીને ચકિત થતી અમ્માબાઈ કહેવા લાગી કે—"આ વાર્ત્તા તો સર્વથા નવીન અને આશ્ચર્યકારક જ જણાય છે, કારણ કે વૃદ્ધા બાઈ વિધવા હોવાથી પુત્રને જન્મ કેવી રીતે આપશે તે સમજી શકાતુ નથી." અમ્માબાઇના આ ઉદ્ગાર સાંભળીને શ્રી લાલ ઉદેરો કહેવા લાગ્યા કે—"મારી માતા, હું પુગર સંતને ઘેર પાછા મોકલીશ, અને તેના યોગે વૃદ્ધા બાઈ પુત્રને જન્મ આપી શકશે. આ વિશે તું મનમા કશી પણ શકા લાવીશ નહિ" આ સાભળીને અમ્માબાઈ વળી પાછી કહેવા લાગી કે—"હે અમરલાલ સ્વામિન્! આપ પુગર સંતને ઘેર મોકલશો, તોપણ વૃદ્ધા બાઈને પુત્ર થવાનો સભવ નથી, કારણ કે, તે વૃદ્ધા બાઇનું વય પચ્ચોતેર વર્ષનું થએલું છે અને એ અવસ્થામા સ્ત્રી કદાપિ ગર્ભવતી થઈ શકતી નથી એ તો આપ સારી રીતે જાણો જ છો; તો પછી મારી આશા પૂરી કેમ થશે?" અમ્માબાઇના એ પ્રશ્નના ઉત્તરમાં શ્રી અમરલાલે જણાવ્યુ કે—"જ્યારે પુગર સંત ગૃહમા આવશે, તે વેળાએ વૃદ્ધા બાઇની કાયા પુન તારુણ્યને પ્રાપ્ત કરશે, એટલામાટે તુ મારા વચનને સત્ય માનીને ઘેર જા, હુ તારી સકળ મન કામનાને અવશ્ય પૂર્ણ કરીશ." શ્રી અમરલાલના આ આશ્વાસનથી અતિશય હર્ષાતી અમ્માબાઈ ત્યાંથી ચાલીને દરિયાસ્થાનમા આવી પહોંચી અને તેના આગમનથી વૃદ્ધા બાઇના હર્ષનો પણ અવધિ થયો. અમ્માબાઇએ સિંધુતટ પર બનેલા બનાવનો સમસ્ત વૃત્તાત વૃદ્ધા બાઇને આદિથી અંતપર્યન્ત કહી સભળાવ્યો અને તે સાભળીને વૃદ્ધા બાઈ જો કે અતિશય આશ્ચર્યચકિત તો થઈ ગઈ, છતા તેણે શ્રી અમરલાલના વચનોને અસત્ય તો ન જ પ્રમાણ્યાં એ વૃદ્ધા બાઇનું નામ નિર્મળાબાઈ હતુ અને તેવી જ તેની બુદ્ધિ પણ અત્યત નિર્મળ હતી તે નિત્ય ભાવસહિત અમરલાલનુ જ સ્મરણ કર્યા કરતી હતી અને અન્ય કોઈ પણ વસ્તુમા રતિ રાખતી નહોતી.

એક દિવસ જ્યારે અર્ધનિશાનો સમય થવા આવ્યો, તે વેળાએ વૃદ્ધા બાઇના શયનમદિરમા અદ્ભુત રીતિથી અચાનક પુગર સંતનું આગમન થયુ. તે આવીને મચકપર બેઠા અને ત્યાર પછી તેણે પોતાની

પત્નીના શરીરને હસ્તસ્પર્શ કર્યો. પુગરને પોતાના પર્યંકમાં જોતાં જ વૃદ્ધા બાઈ ભયચકિત થઈ ગઈ અને આશ્ચર્યથી પોતાના પતિને જોવા લાગી. પોતાની પત્નીને ગભરાયલી જોઇને પુગરે તેને આશ્વાસન આપીને કહ્યું કે:-"હે પ્રાણેશ્વરી! તું લેશ માત્ર પણ ભયભીત થઇશ નહિ; કારણ કે, હું શ્રી અમરલાલની પ્રેરણાથી તારી ઇચ્છાને પૂર્ણ કરવા-માટેજ વરુણાલયમાંથી આ સ્થાનમાં આવ્યો છું." પતિના આ આશ્વાસનથી શાંત થઇને વૃદ્ધા બાઈ ઉઠીને પતિનાં ચરણોમાં પડી ગઈ અને હાથ જોડીને ઉભી રહી. તે કહેવા લાગી કે:-"હે નાથ! આજે આપના દર્શનનો અલભ્ય લાભ મળવાથી આ કિંકરી કૃતાર્થ થઈ છે; મારા સદ્દભાગ્યની આજે પરિસીમા થઈ છે!" એ પછી પુગરનું સ્વરૂપ અતિ તરુણ થઈ ગયું અને તેથી તે જાણે કોઈ રાજ્વંશીય ભૂપાલ હોય અથવા તો મદનરાજે કિંવા સાક્ષાત્ સૌંદર્યદેવતાએ જ ત્યાં આવીને નિવાસ કર્યો હોયની! એવો જ ભાસ કરાવવા લાગ્યો. પોતાના કાંતને આવી રીતે નવયુવક થએલો જોઇને વૃદ્ધા બાઈ અતિ-શય લજ્જિત થઈ ગઈ. એ પછી તરુણ થએલા પુગરે પોતાની પ્રાણેશ્વરીને કર ઝાલીને પોતા પાસે બેસાડી અને આલિંગન આપ-વાની ઇચ્છા દર્શાવી. પુગર સંતના હસ્તનો સ્પર્શ થતાં જ વૃદ્ધા નારી નિર્મળાબાઈ તત્કાળ નવયૌવના નારીના રૂપમાં ફેરવાઈ ગઈ અને તેનામાં એવા તો અલૌકિક શારીરિક સૌન્દર્યનો આવિર્ભાવ થયો કે તે જાણે રતિના ગર્વને હણવામાટે જ અવતરી હોયની! એવો ભાસ થવા લાગ્યો. એ પછી એ આદર્શ પતિપત્ની કેલીમગ્ન થયાં અને સમસ્ત નિશા આનન્દ વિહારમાં વીતાડી પ્રભાત થતાં પુગર સંત પાછા અંતર્ધાન થઈ ગયા. પતિના મેળાપથી નિર્મળાબાઇને જેટલો આનંદ થયો હતો તેથી વિશેષ પતિના વિયોગથી તેના અંતઃકરણમાં ખેદ થવા લાગ્યો. તે પાછી વૃદ્ધા થઈ ગઈ અને રાત્રિના ચમત્કારનો સર્વાંશે લોપ થયો. સૂર્યનો ઉદય થતાં તે અમ્માબાઈ પાસે આવી અને નિશાના ચમત્કારની સકળ વાર્તા તેણે અમ્માબાઇને કહી સંભ-ળાવી. એ વાર્તાના શ્રવણથી અમ્માબાઇના મનમાં અતિશય હર્ષ થયો અને 'હવે અવશ્ય અમને પુત્રની પ્રાપ્તિ થશે' એવો તેનો નિશ્ચય થઈ ગયો. તે આનંદના અતિરેકથી એવા ઉદ્દગાર કાઢવા લાગી કે:- "શ્રી અમરલાલની લીલા વિલક્ષણ પ્રકારની છે અને તેમની શક્તિ પળમાં જે ઇચ્છે તે કરી શકે છે." એ પછી જ્યારે બીજી રાત થઈ, તે વેળાએ નિર્મળાબાઈ હરખાતી હરખાતી પોતાની શય્યામાં જઇને

સૂતી અને સ્વામીના આગમનની પ્રતીક્ષા કરવા લાગી. મધ્યરાત્રિ થતાં પુનઃ પુગરની પધરામણી થઈ, પુનઃ પૂર્વ રાત્રિસમાન ક્રિયાઓ થવા લાગી અને પુનઃ પ્રભાત થતાં પુગર સંત અદૃશ્યતાને પ્રાપ્ત થયા. આવી રીતે અનેક દિવસો વીતી ગયા એટલે એક દિવસ નિર્મળાબાઈ પોતાના પતિને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ-"હે સ્વામિન્! આપ મારી એક વાર્તા ચિત્ત લગાડીને સાંભળો. આપણો આ સાંસારિક વ્યવહાર નવીનતાથી થયો છે તે કેવળ પુત્રપ્રાપ્તિના હેતુથી જ થયો છે, એ આપણે તો જાણીએ છીએ, પણ અન્યજનો જાણી શકશે નહિ, તેનો કાંઈ વિચાર આપે કર્યો છે ખરો કે?" પત્નીની આ વાર્તા સાંભળ્યા પછી એક દિવસ પુગર સંતે પોતાના નવયૌવન દેહથી ગૃહમાં જ નિવાસ કર્યો એટલે કે, ત્યાંથી પ્રયાણ ન કર્યું. સકળ જનસમાજને દરિયાસ્થાનમાં એકત્ર કરીને તે પોતે પણ ત્યાં આવીને વિરાજ્યો. સર્વજનોએ પુગરને નમન કર્યું અને મૃતને સજીવન અવસ્થામાં અવલોકીને તેઓ સાનંદ આશ્ચર્યમાં લીન થઈ ગયા. પુગરે તેમને સંબોધીને કહેવા માંડ્યું કેઃ-

"હે મારા પ્રિયજનો! મને મારા ગૃહમાં પાછો શ્રી અમરલાલેજ મોકલ્યો છે; કારણ કે, સાત દિવસ પર્યન્ત એકાગ્રતાથી શ્રી અમ્માબાઇએ તપશ્ચર્યા કરી હતી અને તેણે તે વેળાયે પુત્રની કામનાને મનમા ધારી હતી. શ્રી અમરલાલે તેની તે મનઃકામનાને પૂર્ણ કરવાનું વચન આપેલુ હોવાથી મને અહીં આવવાની આજ્ઞા આપી હતી અને તેથી ઘણા દિવસથી હુ અહીં આવ્યા કરું છું. અર્થાત્ હવે મારી સ્ત્રીના ઉદરથી એક પુત્રની ઉત્પત્તિ થશે, તે પુત્ર સર્વને સુખ આપનારો થશે, મારી ગાદીનો ઉત્તરાધિકારી તે જ થશે અને તે સર્વ સદ્‌ગુણોથી સંપન્ન નીવડશે. તેને તમો મારા સમાન માનજો અને મારા અંશ તરીકે જ પ્રમાણજો." આ પ્રમાણે કહીને પુગર સંત અંતર્ધાન થયો અને એથી વળી સર્વ જનો વિશેષ આશ્ચર્યચકિત થયા. એ વેળાયે સર્વત્ર જયજયકારના ધ્વનિ થવા લાગ્યા અને સર્વ જનો અધિક પ્રેમથી સદ્‌ગદિત થવા લાગ્યા. જ્યારે દશ માસ વીતી ગયા તે વેળાયે નિર્મળાબાઇએ પુગર કરતાં પણ અધિક પ્રતિભાસંપન્ન તથા તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. એથી નગરમાં સર્વત્ર વધામણી થઈ અને અમ્માબાઇના આનન્દનો અવધિ થયો. પુત્ર જન્મોત્સવની સર્વ ક્રિયાઓ કરવામાં આવી અને સર્વ સેવકોને ત્યાં બોલાવવામાં આવ્યા. જ્યારે છઠ્ઠીનો દિવસ આવી લાગ્યો તે

વેળાયે પુત્રના નામકરણનો વિધિ કરવામા આવ્યો અમ્માબાઇએ આશીર્વાદ આપીને કહ્યું કે –"હે પુત્ર, તને શ્રી અમરલાલ બુટ્ટો કરે!" અર્થાત્ અમ્માબાઇના મુખમાથી 'બુટ્ટો' શબ્દ નીકળવાથી તેનું નામ 'બુટ્ટા ઠક્કુર' રાખવામા આવ્યુ એ પુત્ર દિવસે દિવસે શુકલપક્ષીય ચન્દ્રની કળા સમાન વૃદ્ધિગત થવા લાગ્યો, તે તેજ પુંજ, અતિમનોહર અને રૂપગુણનો ભડાર હતો.

જ્યારે એ બાળક ૭ માસનો થયો, તે વેળાયે નિર્મળાબાઈ અતિશય દુ ખિતા થઈ. કારણ કે, તેના શરીરમા એક અસાધ્ય રોગનો ઉદ્ભવ થયો હતો આવી સ્થિતિને જોઇને નગરના સર્વ નર અને નારીઓ અતિશય શોક કરવા લાગ્યા સાધુ, સિદ્ધ, રાય કે રક કોઇના પણ લખ્યા લેખ લગારે મિથ્યા થતા નથી અને મરણ કોઇને મૂકતું નથી, આવો નિયમ હોવાથી વૃદ્ધા નિર્મળાબાઇએ પણ પોતાના નશ્વર શરીરનો ત્યાગ કરી દીધો. તેના મરણથી સર્વ જનો અતિશય ખેદ તથા શોક દર્શાવવા લાગ્યાં, કારણ કે, તેના અર્ભક સતાનને માતાનુ દુગ્ધ ક્યાથી મળશે, એનો જ સર્વને વિચાર થયા કરતો હતો. નિર્મળાબાઇની યથાશાસ્ત્ર ઉત્તરક્રિયા કરવામા આવી અને તેથી સર્વ જનો તેની મુક્તિ થયેલી માનવા લાગ્યા પરતુ માતાના સ્તનપાન વિના બાળક બહુ જ રોવા લાગ્યો. અને તેથી નગરમાં જેટલી સતાનવતી દુગ્ધવાળી સ્ત્રીઓ હતી તે સર્વ સ્ત્રીઓને બોલાવવામા આવી, પરતુ તે બાળકે કોઈ પણ સ્ત્રીના સ્તનને મુખમાં લીધુ જ નહિ, તો પછી દુગ્ધપાનનો તો સભવ જ ક્યા હોય? માત્ર એટલું જ નહિ, પણ બકરીનુ દૂધ પણ તેણે મોઢે ન અડકાડયુ સર્વે જનો ઉપાય કરીને થાકી ગયા, પણ તેમનો એક પણ ઉપાય કામ લાગ્યો નહિ, અતે નિરુપાય થઇને અમ્માબાઇએ પોતાના સ્તનને તેના મુખમા આપ્યુ અને બાળકે તેના સ્તનને તત્કાળ મુખમા લઈ લીધુ અમ્મા બાઇના સ્તનને બાળક અત્યત પ્રેમથી ચૂસવા લાગ્યો અને આશ્ચર્ય તો એ કે આજન્મ કુમારિકા અખડબ્રહ્મચારિણી અમ્માબાઇના સ્ત નોમાથી દૂધ પણ આવવા માડ્યુ ઇશ્વરની 'અઘટિત ઘટના પટીયસી માયા' કહેવાય છે, તેનું આ એક પ્રત્યક્ષ ઉદાહરણ હતુ જ્યારે તે બાળક પાચ વર્ષના વયનો થયો, ત્યારે તેને ગુરુગૃહે મોકલવામા આવ્યો. સાત વર્ષના અવધિમા તેણે સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી લીધો અને તે એક અદ્વિતીય વિદ્વાન્ થયો ત્યાર પછી અમ્માબાઇએ ઉત્તમ ગૃહની એક કન્યા સાથે તેની સગાઈ કરી અને અલ્પ કાળ

## દશમ પ્રભાવ

### શ્રી જિન્દપીર આખ્યાન વર્ણન

જલચરપતિ અદ્ભુત ગતિથી જનોના મનોને હરી લે છે, કારણ કે, ઈશ્વરના અન્ય અવતારો પ્રમાણે શ્રી અમરલાલે પણ અસખ્ય અદ્ભુત લીલાઓ કરેલી છે સિંધુનદના તટપ્રાતમાં સખર અને ભખર નામના બે નગર આવેલાં હતા અને તેમા સિંધુ દેશના હિન્દુઓનો નિવાસ હતો અને તે સ્થાનમાં પુરાતન પુરુષ પ્રકટ થયા હતા. જે સ્થાનમા ગદહારક નદનો પયપ્રવાહ અસ્ખલિત વહી રહ્યો હતો, જે સ્થાન ઉત્કૃષ્ટ પદને યોગ્ય હતું, સર્વે જનોને સુખદાયક હતું અને જ્યાના જળના સ્નાનપાન આદિથી મન રીઝતું હતુ, તે સ્થાનમા પ્રકટ થઈને શ્રી અમરલાલે લોકોને પોતાના દર્શનનો લાભ આપ્યો. આ ઘટનાથી તે સ્થાનમા તરણુ, વૃદ્ધ, અને રાય તથા રક સર્વ પ્રકારના લોકો આવીને એકત્ર થયા અને તે વેળાયે શ્રી અમરલાલ તેમને સબોધીને કહેવા લાગ્યા કે –"હે મારા બાળકો ! તમારા ભાગ્ય અતિશય ઉત્તમ હોવાથી જ મારા સાક્ષાત્કારનો તમોને લાભ મળ્યો છે. હવે મારી તમોને એ જ આજ્ઞા છે કે, આ સ્થાનમા સર્વસુખકર અને ભવભયહર મારા ભવ્ય આલયની રચના કરો. આ સ્થાનમા જે એ અચાનક આગાર નિર્માણ થવાનો છે, તે અસાર નહિ, પણ સર્વસારરૂપ છે એમ જ તમારે માનવાતુ છે, કારણ કે, જે જિન્દપીરનો અહીં નિવાસ થવાનો છે, તેમા ભાવ રાખવાથી તમારુ કલ્યાણ નિશ્ચિત છે. એ જિન્દપીર સર્વની ભીડને ભાગનાર હોવાથી તેની અખડ જ્યોતિને આ સ્થાનમા સ્થાપજો એટલે તે જ્યોતિ સમસ્ત અધકારનો પ્રતિકાર કરી નાખશે મારા આ મંદિરમા એક હિન્દુ પૂજારાને તથા એક મુસલ્માન મુજાવરને રાખજો એટલે તેમને ઋદ્ધિ સિદ્ધિની સકળ વિધિ વૃદ્ધિ તેમ જ નવનિધિની સપૂર્ણ પ્રાપ્તિ થશે,

---

સોમાઈ કહેવાયા અને પુગર સંતના પુત્ર ખુડ્ડા ઠક્કુરના જે વશજો થયા તેઓ ખુડ્ડાઈ નામથી ખ્યાતિમા આવ્યા પરન્તુ શ્રી અમરલાલે પોતાના પ્રતિનિધિ તરીકે પુગર સંતને પોતાના હાથે જ નિયત કરેલો હોવાથી તેના પુત્ર ખુડ્ડાના વશજો એટલે કે ખુડ્ડાઈ ઠકુર અત્યારે પણ સિન્ધુ દેશમા સોમાઈ ઠકુરા કરતા અધિક ઉત્તમ મનાય છે માત્ર આટલો ભેદ કાઢી નાખવામા આવે, તો અન્ય રીતે એ ખુડ્ડાઈ તથા સોમાઈની યોગ્યતા સમાન જ છે આ ગ્રન્થના રચયિતા ખુડ્ડાઈ ઠક્કુર છે, સિન્ધુદેશના લુહાણા એમને અત્યત પૂજ્ય ભાવથી નિહાળે છે અને સમસ્ત સિન્ધુદેશમા અદ્યાપિ તેમની ઘણી જ સારી ખ્યાતિ છે.

માં જ પરણાવી દીધો. તે કન્યા રૂપગુણનિધાન અને અલૌકિક સુંદરી હતી. વર અને વધૂ સમાન વયનાં, સમાન રૂપનાં અને સમાન ગુણશીલ હોવાથી દિવસાનુદિવસ કૃષ્ણ તથા રાધા સમાન તેમના પરસ્પર પ્રેમની વૃદ્ધિ થવા લાગી અને તેમને આનન્દમગ્ન જોઇને અમ્માબાઇનો હર્ષ છલકાઈ જવા લાગ્યો. તે પુત્ર અને પુત્રવધૂ માતા અમ્માબાઇની પ્રેમપૂર્વક સેવા કરતાં હતાં. જે વેળાયે એ પતિ પત્ની પૂર્ણ યૌવનમાં આવ્યાં, તે વેળાયે તેમના ગૃહમાં એક પુત્રની વૃદ્ધિ થઈ અને અમ્માબાઇના સર્વ મનોરથો તે સાથે જ સિદ્ધ થઈ ગયા. એ પછી અમ્માબાઇએ પોતાના મનમાં વિચાર કર્યો કેઃ—"હવે મારો દેહ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયો છે અને તેથી હવે ગાદી પુત્રને આપીને નિરંતર પ્રભુના સ્મરણમાં લીન રહેવું એ જ મારા માટે અધિક કલ્યાણકર છે." આ વાર્તા તેણે સર્વ જનોને કહી સંભળાવી અને તેમને અમ્માબાઇની આ ઇચ્છા અતિશય યોગ્ય જણાઈ. બ્રાહ્મણોને બોલાવી શુભ દિવસ, શુભ ઘટિકા અને શુભ મુહૂર્ત જોવડાવીને અમ્માબાઇએ એક મહાન્ યજ્ઞનો સમારંભ કર્યો કે જે સત્યયુગમાં થતા વેદવિહિત યજ્ઞસમારંભ સમાન હતો. સર્વત્ર આનંદ મંગલ વ્યાપી ગયાં અને ત્યાર પછી ગાદીપર બેસીને બુડ્ડો ઠકકુર પુગર તથા અમ્માબાઈ કરતાં પણ ધર્મપ્રચારના કાર્યમાં અધિક ઉદ્યોગ કરવા લાગ્યો.

આવી રીતે બહુ વર્ષ વીતી ગયાં એટલે પછી પુગર સંતતે મળવાની અતિશય ઇચ્છાથી અમ્માબાઇએ વરુણાલય ગમનની તૈયારીઓ કરવા માંડી; અર્થાત્ એક દિવસ અમ્માબાઇએ પ્રાણ છોડી દીધા અને વરુણપુરીના માર્ગને સ્વીકારી લીધો. બુડ્ડાએ તેની સર્વ યથાવિધિ ઉત્તરક્રિયા કરી અને તે માતાના મૃત્યુથી મનમાં અતિશય શોક કરવા લાગ્યો. સર્વે નાગરિકોના શોકનો પણ પાર નહોતો અને તેઓ અમ્માબાઇના મુખદર્શનમાટે અતિશય આતુર રહ્યાં કરતાં હતાં. પરન્તુ મૃત મનુષ્ય પુનઃ સજીવન થતું નથી, એ આ સૃષ્ટિનો નિયમ હોવાથી તેમની એ આશા ફળીભૂત થવાનો સંભવ નહોતો. બુડ્ડો ઠકકુર ધર્મનિયમથી ગાદી ચલાવવા લાગ્યો અને તેથી તે સર્વને અત્યંત પ્રિય થઈ પડ્યો; આથી બુડ્ડા ઠકકુરની અલ્પકાળમાં જ સર્વત્ર ખ્યાતિ થઈ ગઈ અને સર્વત્ર તેના નામનો જયજયકાર ધ્વનિ સંભળાવા લાગ્યો. એ બુડ્ડા ઠકકુરના જે વંશજો થયા તે ઠકકુર નામથી ઓળખાવા લાગ્યા અને પૂજ્ય મનાયા.*

---

* ઠકકુરમાં વળી બે ભેદ છે અને તે બુડ્ડાઈ તથા સોમાઈ એ બે નામોથી પ્રખ્યાત છે. શ્રી અમરલાલના બન્ધુ સોમાના જે વંશજો થયા તે

## દશમ પ્રભાવ

### શ્રી જિન્દપીર આખ્યાન વર્ણન

જલચરપતિ અદ્ભુત ગતિથી જનોનાં મનોને હરી લે છે; કારણ કે, ઈશ્વરના અન્ય અવતારો પ્રમાણે શ્રી અમરલાલે પણ અસંખ્ય અદ્ભુત લીલાઓ કરેલી છે. સિંધુનદના તટપ્રાંતમાં સખર અને ભખર નામનાં બે નગર આવેલાં હતાં અને તેમાં સિંધુ દેશના હિન્દુઓનો નિવાસ હતો અને તે સ્થાનમાં પુરાતન પુરુષ પ્રકટ થયા હતા. જે સ્થાનમાં ગદહારક નદનો પયપ્રવાહ અસ્ખલિત વહી રહ્યો હતો, જે સ્થાન ઉત્કૃષ્ટ પદને યોગ્ય હતું, સર્વ જનોને સુખદાયક હતું અને જ્યાંના જળના સ્નાનપાન આદિથી મન રીઝતું હતું, તે સ્થાનમાં પ્રકટ થઇને શ્રી અમરલાલે લોકોને પોતાના દર્શનનો લાભ આપ્યો. આ ઘટનાથી તે સ્થાનમાં તરુણ, વૃદ્ધ, અને રાય તથા રંક સર્વ પ્રકારના લોકો આવીને એકત્ર થયા અને તે વેળાયે શ્રી અમરલાલ તેમને સંબોધીને કહેવા લાગ્યા કેઃ—"હે મારાં બાળકો! તમારાં ભાગ્ય અતિશય ઉત્તમ હોવાથી જ મારા સાક્ષાત્કારનો તમોને લાભ મળ્યો છે. હવે મારી તમોને એ જ આજ્ઞા છે કે, આ સ્થાનમાં સર્વસુખકર અને ભવભયહર મારા ભવ્ય આલયની રચના કરો. આ સ્થાનમાં જે એ અચાનક આગાર નિર્માણ થવાનો છે, તે અસાર નહિ, પણ સર્વસારરૂપ છે એમ જ તમારે માનવાનુ છે, કારણ કે, જે જિન્દ પીરનો અહીં નિવાસ થવાનો છે, તેમાં ભાવ રાખવાથી તમારું કલ્યાણ નિશ્ચિત છે. એ જિન્દપીર સર્વની ભીડને ભાંગનાર હોવાથી તેની અખંડ જ્યોતિને આ સ્થાનમાં સ્થાપજો એટલે તે જ્યોતિ સમસ્ત અંધકારનો પ્રતિકાર કરી નાખશે. મારા આ મંદિરમાં એક હિન્દુ પૂજારાને તથા એક મુસલમાન મુજાવરને રાખજો એટલે તેમને ઋદ્ધિ સિદ્ધિની સકળ વિધિ વૃદ્ધિ તેમ જ નવનિધિની સંપૂર્ણ પ્રાપ્તિ થશે;

---

સોમાઈ કહેવાયા અને પુગર સંતના પુત્ર ખુડ્ડા ઠક્કુરના જે વંશજો થયા તેઓ ખુડ્ડાઈ નામથી ખ્યાતિમા આવ્યા. પરન્તુ શ્રી અમરલાલે પોતાના પ્રતિનિધિ તરીકે પુગર સંતને પોતાના હાથે જ નિયત કરેલો હોવાથી તેના પુત્ર ખુડ્ડાના વંશજો એટલે કે ખુડ્ડાઈ ઠક્કુર અત્યારે પણ સિન્ધુ દેશમા સોમાઈ ઠક્કુરો કરતાં અધિક ઉત્તમ મનાય છે. માત્ર આટલો ભેદ કાઢી નાખવામાં આવે, તો અન્ય રીતે એ ખુડ્ડાઈ તથા સોમાઇની યોગ્યતા સમાન જ છે. આ ગ્રન્થના રચયિતા ખુડ્ડાઈ ઠક્કુર છે; સિન્ધુદેશના લુહાણા એમને અત્યંત પૂજ્ય ભાવથી નિહાળે છે અને સમસ્ત સિન્ધુદેશમા અદ્યાપિ તેમની ઘણી જ સારી ખ્યાતિ છે.

સિંધુસુતા (લક્ષ્મી) પોતાના પતિથી રીસાઇને આ સ્થાનમાં આવી આ સ્થાનને પિતૃગૃહ માનીને વસશે; માટે સર્વસુખસાધન અને દુઃખબાધનરૂપ મારું આરાધન સ્નેહયુક્ત કરતા રહેજો." અર્થાત્ સખર અને બખરના મધ્યમાં ખ્વાજખિજરના મંદિરની રચના કરીને ત્યાંથી જિન્દપીર અથવા શ્રી અમરલાલ અદૃશ્ય થઈ ગયા.

એ ઘટનાને ઘણોક કાળ વીતી ગયા પછી એક એવી ઘટના બની કે, જે પ્રદેશ પંચનદીયુક્ત હોવાથી પંજાબના નામથી ઓળખાય છે અને જે દેશ અનેક ગ્રામ, પત્તન, પુર તથા નાનાવિધ જનોથી સુશોભિત છે; તે દેશમાં દલૂ નામનો નૃપાલ સંપૂર્ણ સત્તા તથા પ્રતિષ્ઠા સહિત રાજ્ય કરતો હતો અને તેને ઇન્દ્ર સમાન સર્વ સુખવિલાસોની પ્રાપ્તિ થએલી હતી. તે ભૂપાલની રાજધાનીથી સિંધુદેશમાં આવેલું બખર નગર એકસો ગાઉ દૂર હતું અને ત્યાં સુધીની જળસ્થળમાંની સર્વ સીમા દલૂ ભૂપાલની જ હતી. ત્યાં અચાનક એક વ્યાપારી (સૌદાગર) આવી ચઢ્યો કે જે પોતાની જ નૌકામાં વેચવામાટેની અનેક વસ્તુઓ લઇને આવ્યો હતો, માત્ર એટલું જ નહિ, પણ તેનું કુટુંબ પણ એ નૌકામાં તેની સાથે જ હતું.

આ વ્યાપારીને નૌકા સહિત આવેલો જોઇને નગરમાં જે જે ધનાઢ્ય ગૃહસ્થો હતા તે સર્વ કેટલીક વસ્તુઓ ખરીદવામાટે તે વ્યાપારીની નૌકામાં આવ્યા તેમ જ રાજાના કેટલાક ભૃત્યો-અનુચરો-પણ ત્યાં જગાત આદિની વસૂલાતમાટે આવી પહોંચ્યા. વ્યાપારીએ તે સર્વનો બહુ જ સારો સત્કાર કર્યો અને તેમને સંતોષ આપ્યો. પરંતુ નૌકામાં અન્ય સર્વ વસ્તુઓ કરતાં જે એક અધિક આકર્ષક વસ્તુ તેમના જોવામાં આવી તે એક અપૂર્વ લાવણ્યમયી લલના હતી. જ્યારે તે લોકો નૌકાપરથી પોતાના કાર્યની સમાપ્તિ કરીને પાછા ફર્યા એટલે તેમનામાંનો એક પુરુષ દોડતો રાજા પાસે જઈ પહોંચ્યો અને કહેવા લાગ્યો કે.—"હે રાજન્! એક વ્યાપારી અહીં પોતાની નૌકા લઇને નાનાવિધ વસ્તુઓ વેચવામાટે આવેલો છે, અને તેની નૌકામાં એક એવી તો અલૌકિક સુંદરી નારી અમારા જોવામાં આવી છે કે, તેના જેવી અન્ય કોઈ પણ અનુપમ સૌન્દર્યમયી સ્ત્રી આ સંસારમાં હશે કે નહિ, એની સંપૂર્ણ શંકા જ છે. તેનાં સર્વ અંગો કામદેવની [illegible] છે અને તેનાં નયનોને જોતાં જ ચિત્ત ચોરાઈ [illegible] નારીના રૂપની આવી પ્રશંસા સાંભળીને [illegible] રની ભસ્મીભૂત કરી

નાખનારી જ્વાળાને આધીન થઈ ગયો. જેવી રીતે બાજપક્ષી નભમાં અન્ય પક્ષીને પકડી લે છે, તેજ પ્રમાણે રાજાના અંગને અનંગે પોતાના પંજામાં લઈ લીધા અને તેથી રાજા સમસ્ત સમાજને ત્યાગીને દીન તથા પરાધીન મનુષ્ય પ્રમાણે ઘૂમવા લાગ્યો. તેણે વ્યાપારીને પોતા પાસે બોલાવ્યો અને તેની સાથેના વાર્તાલાપથી તેના જાણુવામાં આવ્યું કે, તે અલૌકિકા અબળા તે વ્યાપારીની દુહિતા જ હતી. આ ભેદને જાણ્યા પછી રાજાએ તે વ્યાપારીને ઉદ્દેશીને કહ્યું કેઃ— "હે સુજ્ઞ વ્યાપારિન્! જો તારી સુખમાં રહેવાનીજ ઇચ્છા હોય, તો મારી વાર્તાને તત્કાળ માની લે અને તારી લાવણ્યમયી દુહિતા મારા મનમાં વસી ગએલી હોવાથી તેને તું મારા આ રાજમંદિરમાં મોકલી દે; જો તું મારી આ આજ્ઞાનો અનાદર કરીશ, તો તેનું તને બહુ જ વિષમ ફળ ચાખવું પડશે અને કદાચિત્ તારા પ્રાણુની પણ હાનિ થઈ જશે." રાજાની આવી અનીતિને જાણીને તે વ્યાપારી અતિશય ભયભીત થયો, તેનાં સર્વ અંગોમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો અને તેથી તેણે તે વેળાયે તો રાજાની આજ્ઞાને મસ્તકે ચઢાવી લીધી.

ત્યારપછી સમુદ્રના તીરે જ્યાં નૌકા નાંગરેલી હતી, ત્યાં આવીને તે વ્યાપારીએ સર્વ વૃત્તાંત પોતાની પત્નીને સંભળાવ્યો અને કહ્યું કેઃ "ભૂપાલ કુરૂપ તથા અનીતિનિધાન હોવાથી તેને આવી સદ્ગુણવતી અને સુંદરી કન્યાનો હસ્ત આપણે કેવી રીતે આપી શકીએ, એનો જ મને વિચાર થયા કરે છે." તેની પત્ની પોતાના પતિની સર્વ વાર્તા સાંભળીને અત્યંત ગભરાઈ ગઈ, તેના હૃદયમાં આ વાર્તાથી વીજળાના ઝટકા જેવા ઝટકા લાગી ગયો અને તેના મનમાં અતિશય ક્રોધ આવવાથી તે ભૂમિપર મસ્તક પછાડવા લાગી; કારણ કે, ત્યાંથી ન્હાસવાનો માર્ગ ન હોવાથી આ આપત્તિમાંથી છટકી જવાનો તેને કોઈ પણ ઉપાય દેખાતો નહોતો. છેવટે તેણે નિરાશ થઇને પતિને કહ્યું કેઃ—"હે પ્રાણેશ! આપણે ગળે ફાંસો ખાઇને મરી જઇએ, એ જ આપણા ઉદ્ધારનો એક માત્ર ઉપાય છે." પોતાનાં માતાપિતાને પોતાના કારણથી આવા સંકટમાં આવી પડેલાં જોઇને તેમની પુત્રી પણ બહુ જ અકળાવા લાગી, તેનાં ગાત્રો કંપવા લાગ્યાં અને આવી ભીડ આવી પડેલી જોઇને તે શ્રી જલનાથ અમરલાલને સંભારવા લાગી. તે શ્રી અમરલાલને વિનવતી કહેવા લાગી કેઃ—"હે શ્રી જલચરનાયક, અમો અત્યારે આપની ગોદમાં છીએ, માટે અમારા આ સંકટનું નિવારણ કરો ... નમાં આનંદને લાવી ભરો." આ પ્રમાણે પ્રાર્થના

સિંધુસુતા (લક્ષ્મી) પોતાના પતિથી રીસાઇને આ સ્થાનમા આ આ સ્થાનને પિતૃગૃહ માનીને વસશે, માટે સર્વસુખસાધન અને દુઃખબાધનરૂપ મારુ આગમન સ્નેહયુક્ત કરતા રહેજો." અર્થાત્ સુખ અને દુખના મધ્યમા ખ્વાજખિજરના મદિરની રચના કરીને ત્યાર જિન્દપીર અથવા શ્રી અમરલાલ અદશ્ય થઈ ગયા.

એ ઘટનાને ઘણોક કાળ વીતી ગયા પછી એક એવી ઘટના બની કે, જે પ્રદેશ પચનદીયુક્ત હોવાથી પજાબના નામથી ઓળખાય છે અને જે દેશ અનેક ગ્રામ, પત્તન, પુર તથા નાનાવિધ જનોથી સુશોભિત છે, તે દેશમાં દલૂ નામનો નૃપાલ સપૂર્ણ સત્તા તથા પ્રતિભા સહિત રાજ્ય કરતો હતો અને તેને ઇન્દ્ર સમાન સર્વ સુખવિલાસોની પ્રાપ્તિ થએલી હતી તે ભૂપાલની રાજધાનીથી સિંધુદેશમા આવેલુ ભખર નગર એકસો ગાઉ દૂર હતુ અને ત્યા સુધીની જળસ્થળમાની સર્વ સીમા દલૂ નૃપાલનીજ હતી ત્યા અચાનક એક વ્યાપારી (સોદાગર) આવી ચઢ્યો કે જે પોતાનીજ નૌકામા વેચવામાટેની અનેક વસ્તુઓ લઈને આવ્યો હતો, માત્ર એટલુજ નહિ, પણ તેનુ કુટુબ પણ એ નૌકામાં તેની સાથેજ હતુ

આ વ્યાપારીને નૌકા સહિત આવેલો જોઇને નગરમા જે જે ધનાઢ્ય ગૃહસ્થો હતા તે સર્વે કેટલીક વસ્તુઓ ખરીદવામાટે તે વ્યાપારીની નૌકામા આવ્યા તેમજ રાજાના કેટલાક ભૃત્યો-અનુચરો-પણ ત્યા જગાત આદિની વસૂલાતમાટે આવી પહોંચ્યા વ્યાપારીએ તે સર્વેનો બહુજ સારો સત્કાર કર્યો અને તેમને સતોષ આપ્યો પરતુ નૌકામા અન્ય સર્વ વસ્તુઓ કરતા જે એક અધિક આકર્ષક વસ્તુ તેમના જોવામા આવી તે એક અપૂર્વ લાવણ્યમયી લલના હતી જ્યારે તે લોકો નૌકાપરથી પોતાના કાર્યની સમાપ્તિ કરીને પાછા ફર્યા એટલે તેમનામાંનો એક પુરુષ દોડતો રાજા પાસે જઈ પહોંચ્યો અને કહેવા લાગ્યો કે-'હે રાજન્! એક વ્યાપારી અહીં પોતાની નૌકા લઇને નાનાવિધ વસ્તુઓ વેચવામાટે આવેલો છે, અને તેની નૌકામા એક એવી તો અલૌકિક સુદરી નારી અમારા જોવામા આવી છે કે, તેના જેવી અન્ય કોઈ પણ અનુપમ સૌન્દર્યમયી સ્ત્રી આ સસારમાં હશે કે નહિ, એની સપૂર્ણ શકા જ છે. તેના સર્વ અગો કામદેવની પ્રિયા રતિદેવી સમાન છે અને તેના નયનોને જોતાજ ચિત્ત ચોરાઈ જાય છે" તે નવયૌવના નારીના રૂપની આવી પ્રશસા સાભળીને રાજાની શાતિનો લોપ થયો, તે અનગવિકારની ભસ્મીભૂત કરી

નાખનારી જ્વાળાને આધીન થઈ ગયો. જેવી રીતે બાજપક્ષી નભમાં અન્ય પક્ષીને પકડી લે છે, તેજ પ્રમાણે રાજાના અંગને અનંગે પોતાના પંજામાં લઈ લીધા અને તેથી રાજા સમસ્ત સમાજને ત્યાગીને દીન તથા પરાધીન મનુષ્ય પ્રમાણે ઘૂમવા લાગ્યો. તેણે વ્યાપારીને પોતા પાસે બોલાવ્યો અને તેની સાથેના વાર્તાલાપથી તેના જાણુવામાં આવ્યું કે, તે અલૌકિક અબળા તે વ્યાપારીની દુહિતા જ હતી. આ ભેદને જાણ્યા પછી રાજાએ તે વ્યાપારીને ઉદ્દેશીને કહ્યું કેઃ– "હે સુજ્ઞ વ્યાપારિન્! જો તારી સુખમાં રહેવાનીજ ઇચ્છા હોય, તો મારી વાર્ત્તાને તત્કાળ માની લે અને તારી લાવણ્યમયી દુહિતા મારા મનમાં વસી ગએલી હોવાથી તેને તું મારા આ રાજમંદિરમાં મોકલી દે; જો તું મારી આ આજ્ઞાનો અનાદર કરીશ, તો તેનું તને બહુ જ વિષમ ફળ ચાખવું પડશે અને કદાચિત્ તારા પ્રાણુની પણ હાનિ થઈ જશે." રાજાની આવી અનીતિને જાણીને તે વ્યાપારી અતિશય ભયભીત થયો, તેનાં સર્વ અંગોમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો અને તેથી તેણે તે વેળાયે તો રાજાની આજ્ઞાને મસ્તકે ચઢાવી લીધી.

ત્યારપછી સમુદ્રના તીરે જ્યાં નૌકા નાંગરેલી હતી, ત્યાં આવીને તે વ્યાપારીએ સર્વ વૃત્તાંત પોતાની પત્નીને સંભળાવ્યો અને કહ્યું કેઃ "ભૂપાલ કુરૂપ તથા અનીતિનિધાન હોવાથી તેને આવી સદ્‌ગુણવતી અને સુંદરી કન્યાનો હસ્ત આપણે કેવી રીતે આપી શકીએ, એનો જ મને વિચાર થયા કરે છે." તેની પત્ની પોતાના પતિની સર્વ વાર્ત્તા સાંભળીને અત્યંત ગભરાઈ ગઈ, તેના હૃદયમાં આ વાર્ત્તાથી વીજળીના ઝટકા જેવા ઝટકો લાગી ગયો અને તેના મનમાં અતિશય ક્રોધ આવવાથી તે ભૂમિપર મસ્તક પછાડવા લાગી; કારણ કે, ત્યાંથી ન્હાસવાનો માર્ગ ન હોવાથી આ આપત્તિમાંથી છટકી જવાનો તેને કોઈ પણ ઉપાય દેખાતો નહોતો. છેવટે તેણે નિરાશ થઇને પતિને કહ્યું કેઃ–"હે પ્રાણેશ! આપણે ગળે ફાંસો ખાઇને મરી જઇએ, એજ આપણા ઉદ્ધારનો એક માત્ર ઉપાય છે." પોતાનાં માતાપિતાને પોતાના કારણુથી આવા સંકટમાં આવી પડેલા જોઇને તેમની પુત્રી પણ બહુ જ અકળાવા લાગી, તેનાં ગાત્રો કંપવા લાગ્યાં અને આવી ભીડ આવી પડેલી જોઇને તે શ્રી જલનાથ અમરલાલને સંભારવા લાગી. તે શ્રી અમરલાલને વિનવતી કહેવા લાગી કેઃ–"હે શ્રી જલચરનાયક, અમો અત્યારે આપની ગોદમાં છીએ, માટે અમારા આ સંકટનું નિવારણ કરો અને શોકના સ્થાનમાં આનંદને લાવી ભરો." આ પ્રમાણે પ્રાર્થના

કરીને તે કન્યાએ તે જ પળથી અન્ન તથા જળને ત્યાગીને અનશનવ્રતનો સ્વીકાર કરી લીધો. એવી સ્થિતિમાં ત્રણ દિવસ વીતી ગયા અને ચોથે દિવસે તે પવિત્ર બાળાને એક સ્વપ્ન લાધ્યું અને તેમ જાણે તે પોતે જિન્દપીરના મહાધામમાં આવીને ઉભી છે અને જિન્દપીર તેને એવું આશ્વાસન આપી રહ્યા છે કેઃ—"હે કન્યકે, તું જરા પણ ભીતિને હૃદયમાં સ્થાન આપીશ નહિ; કારણ કે, તારામાં કુદૃષ્ટિ રાખનાર ભૂપાલ આ ક્ષણે જ સંકટની ગહનગર્ત્તામાં ગબડી પડવાનો છે! આ સ્થાનમાં પાણીનો એક છાંટો પણ રહેવાનો નથી અને હે પુત્રી! એ ઘટનાને હવે માત્ર ત્રણ દિવસનો જ અવકાશ છે. પછી હું તમોને આ સ્થાનમાંથી ખસેડી લઈશ; આ વાર્ત્તા તું તારી માતા તથા તારા પિતાને જણાવી દેજે."

તે કુમારિકાએ પોતાના રાત્રિના સ્વપ્નની વાર્ત્તા તેના યથાર્થ સ્વરૂપમાં માતાપિતાને કહી સંભળાવી અને તે સાંભળીને તે માતાપિતાનાં હૃદયો પ્રબળ હર્ષના ઉત્કર્ષથી ઉભરાઈ જવા લાગ્યાં. તે પતિપત્નીએ શ્રી સિંધુદેવની વંદના કરીને વિપુલ ધનનો ધર્મના કાર્યમાં વ્યય કર્યો અને દીન તથા દરિદ્ર જનોના આશીર્વાદ લીધા. ત્યારપછી દલુ નૃપતિની રાજધાનીમાં જે લેવડદેવડનું કામ હતું તે તેમણે પૂરું કરી નાખ્યું અને તેઓ તે રાજાના નાશની પ્રતીક્ષા કરવા લાગ્યાં. તે વ્યાપારીએ રાજાને સાત દિવસનો વાયદો કરેલો હોવાથી રાજા તે સપ્તાહની સમાપ્તિની વાટ જોતો બેઠો હતો; પરંતુ જ્યાં ત્રણ દિવસ થયા ત્યાં તો જે સિંધુ નિકટમાં હતો તે રાજધાનીથી બહુ જ દૂર ચાલ્યો ગયો અને પ્રભાતમાં લોકોએ જાગીને જોયું તો તે સ્થાનમાં સિંધુનીરનાં તેમને દર્શન ન થયાં. ગત નિશાના સમયમાં એ જે ચમત્કારિક ઘટના ઘટી ગઈ હતી તેના સમાચાર લોકોએ રાજાને પહોંચાડી દીધા અને તે સાંભળીને રાજાનો નિશ્ચય થઈ ગયો કેઃ—"મેં કોઈ પણ પ્રકારના અપરાધ વિના પ્રવાસી વ્યાપારીને જે અસહ્ય પીડા આપી છે, તે પીડાથી પીડાઈને વ્યાપારીએ આપેલા અભિશાપનું જ આ પરિણામ છે." રાજા આ પ્રમાણેનો વિચાર કરતો હતો એવામાં તો મહાભયાનક ભૂકંપ થયો અને તેણે રાજધાનીનો બહુધા નાશ જ કરી નાખ્યો. અધર્મશીલ અને પાપિષ્ટ જનોને ક્યાંય કશું સુખ હોતું જ નથી, એ શાસ્ત્રનો સિદ્ધાંત અક્ષરશઃ સત્ય છે, એનો તે પાપાત્મા રાજાને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો. તે પ્રવાસી વ્યાપારીએ નિત્યનો એક એવો નિયમ સ્વીકારી લીધો હતો કે, એક મોટો રોટ પકાવીને તેનો ચૂરો

કરી સિંધુના પ્રવાહમાં નાખવો અને ત્યારપછી અન્ન તથા જળને સ્પર્શ કરવો. જ્યારે રાજાનો નાશ થયો ત્યારે પછી સર્વ ભયનો નાશ થવાથી સમુદ્રદેવને વંદન કરીને તે વ્યાપારી પોતાની નૌકાને ચલાવી તે સ્થાનમાંથી અન્યત્ર જવામાટે પ્રયાણ કરી ગયો. ભૂપાલનો નાશ થયો; કારણ કે, દુષ્ટ જનોમાટે ક્યાંય શાંતિ હોતીજ નથી; એટલામાટે હે સજ્જનો, નીતિને કદાપિ ત્યાગશો નહિ અને અનીતિના માર્ગમાં કદાપિ લાગશો નહિ.

ત્યાંથી ચાલેલી નૌકા સત્વર જ બખર પાસે ઓચીંતી આવી પહોંચી અને તેથી જાણે જલચરનાથે પોતે જ દયા દર્શાવીને તે નૌકાને પોતાના નિર્ભય સ્થાનમાં ખેંચી લીધી હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો. તે વ્યાપારી, તેની પત્ની અને તેની કન્યા સર્વજનો ઝટપટ તટપર ઉતરીને શ્રી અમરલાલના નિકટમાં ગયાં અને ત્યાં તેમણે મનના અનન્ય ભાવપૂર્વક શ્રી અમરલાલનાં ચરણોમાં નમન કર્યાં. વ્યાપારીની કન્યાએ જે કાંઈ સ્વપ્નમાં જોયું હતું તે સત્ય સિદ્ધ થએલું જોઇને તે વ્યાપારી અને તેની પત્ની શ્રી અમરલાલની વંદના કરતાં કહેવા લાગ્યાં કે:—"હે સકળસંકટહરણ અને અતિસુખકરણ જલચર-સ્વામિન્! આપે અરિના દલનું દલન કરીને અમારો સંકટમાંથી ઉદ્ધાર કર્યો છે અને વળી આ પવિત્ર સ્થાનમાં ખેંચી લાવીને અમોને દર્શનનો લાભ આપ્યો છે તેથી અમો કૃતાર્થ થયાં છીએ. અમો હવે આપના શરણમાં આવેલાં હોવાથી અમારી પ્રતિષ્ઠાના રક્ષણનો ભાર આપના શિરપર જ રહેલો છે." એ પછી તેઓ ત્યાં રહ્યાં અને અતિશય ધન ખર્ચીને તેમણે તે સ્થાનમાં ઉત્તમોત્તમ શિલ્પશાસ્ત્રીઓને બોલાવીને ભવ્ય અમરાલયની રચના કરાવી. તે સમયથી એ અમરાલયની સર્વત્ર પ્રસિદ્ધિ થઈ અને કેટલાકો તેને જિન્દપીરના નામથી તેમ જ કેટલાકો અમરાલયના અભિધાનથી ઓળખવા લાગ્યા. અર્થાત્ શ્રી અમરલાલ અને જિન્દપીર એ અમરલાલનાં જ બે ભિન્ન ભિન્ન નામો છે. એવી રીતે શ્રી અમરલાલે અનંત ચરિત્રો કરેલાં છે કે જેમનો અંત કવિકોવિદોથી પણ પામી શકાય તેમ નથી; છતાં મારાથી યથામતિ કરી શકાયું તેટલું કથન મેં કરેલું છે. શ્રી અમર અથવા શ્રી ઉદેરા ઇત્યાદિ નામોના સ્મરણથી અને તેમની ભક્તિમાં જ આસક્તિ રાખવાથી મનુષ્ય અમરપદને પ્રાપ્ત કરી શકે છે, એ વાર્તા નિઃસંશય છે.

શ્રી અમરકથારૂપ દેવી જગતમાંના દુષ્ટ દુઃખરૂપ રાક્ષસોનો ભક્ષ કરી

જાય છે ,,એટલા માટે સમસ્ત મનોગર્વને ત્યાગીને એની જ ઉપાસના કરવી, એ શ્રી અમરલાલના સેવકોનો પરમ ધર્મ છે. શ્રી અમરકથારૂપ કૃપાણ મોહાદિક જગજ્જાળને કાપી નાખનાર હોવાથી મનરૂપ કરમાં એ કૃપાણને ધારણ કરી લ્યો કે જેથી કાળ નિકટમાં ન આવી શકે. શ્રી અમરચરિત્ર પ્રફુલ્લ કમળ છે, તેમના પ્રભાવો તે દલ છે, રહસ્ય મકરંદ છે. અને ભક્તજનો તે કમળના ભોગી ભ્રમર છે. શ્રી અમરચરિત્ર વિશાળ સરોવર છે, તેમના પ્રભાવ તે પાળો છે, વિવિધ કથા કમળ છે અને ભાવરૂપ નીર છે; એટલે એ નીરનું પાન કરો. શ્રી અમરકથા રામકથા પ્રમાણે જ વ્યથાને હરનારી છે એટલા માટે તેનું વાંચન તથા શ્રવણ હર્ષપૂર્વક કરતા રહો. જે કોઈ પણ વર્ષમાં એક વાર આ અમરકથાનું શ્રવણ કરે છે, તેને કદાપિ કોઈ વિપત્તિનો સ્પર્શ થતો નથી, એ નિર્વિવાદ વાર્તા છે. દ્વિજના મુખથી અથવા ભક્તજનના મુખથી તેમ જ ઠક્કુર એટલે કે પૂજારાના મુખથી જ્યારે આ કથા શુદ્ધતાથી વંચાતી હોય, ત્યારે આ કથા અવશ્ય શ્રવણ કરવા યોગ્ય છે. આ કથા ચૈત્ર માસમા સાંભળવાથી અધિક ફલદાયિની થાય છે; કારણ કે, ચૈત્ર માસમાં આ કથાનું શ્રવણ કરવાથી ભક્તજનને ચારે પદાર્થોની પ્રાપ્તિ થઈ જાય છે. જ્યાં દરિયાસ્થાન હોય, ત્યાં જો પૂજારો આ કથાનું વાંચન કરે, તો તેથી અમરધર્મનો અધિક પ્રચાર થાય છે અને અમર ધર્મનો પ્રચારક પૂજારો જ ખરો પૂજારો મનાય છે. જિન્દપીર અથવા ઉદેરાનાં જેટલાં આદિસ્થાન છે, ત્યાં જો સેવકો દર્શન કરવા માટે જાય, તો તેથી તેમનું અખંડ કલ્યાણ થવાનો સંભવ છે. અત્યંત પવિત્ર જહેજા નામક સ્થાનમાં જે ઉદેરા નામક ધામ છે, તેને ભારતવર્ષના પંચમ ધામરૂપ જ માનવાનું છે; તેમ જ સખરની પાસે ઉત્તમ જિન્દપીર નામક જે પવિત્ર સ્થાન છે, તેને તરખારા નામથી પણ ઓળખવામાં આવે છે અને તે સ્થળ અતિશય મનોહર છે. વળી જે શ્રી લાલ ઉદેરાની નસરપુર નામક જન્મભૂમિ છે, ત્યાં પણ અત્યંત મનોહર અને રમણીય મંદિર છે કે જે દરિયાસ્થાનના નામથી વિખ્યાત છે. આ સ્થાનો ઉપરાંત બીજાં પણ શ્રી અમરલાલનાં જે ઉત્તમ સ્થાનો હોય, ત્યાં જઈને જે કોઈ પણ મનુષ્ય શ્રી અમરલાલનાં દર્શન કરે છે, તેને અતિશય સુખનો લાભ થાય છે. યાત્રાના દિવસે અથવા તો અન્ય દિવસે જે કોઈ પણ એ સ્થાનોમાં જાય છે, તે મહા પુણ્યનો ભાગી થાય છે અને તેનાં સર્વ પાતકો પળમાત્રમાં જ લોપાય છે, એવું એ સ્થાનોનું અલૌકિક અને પ્રચંડ માહાત્મ્ય છે.

આ અમરચરિત્ર પરમપવિત્ર અને સર્વજગન્મિત્ર હોવાથી પરમ સુખકારક છે અને તેની જે આ નવીન રચના મારાવડે કરાયલી છે, તે રચના કરવાની મતિ મને શ્રી જલધારક અમરલાલે જ આપી છે. હું મૂઢ, અજ્ઞ, અદક્ષ અને અયોગ્ય હોવા છતાં શ્રી અમરલાલે મને પોતાનો માની લીધો છે અને તેથી જ આ ચરિત્ર રચવાની કાંઇક યોગ્યતા મને પ્રાપ્ત થએલી છે. જેવી રીતે કળયુક્ત વાયુયંત્ર કિવા વિમાન દ્રુત ગતિથી ચાલે છે, પરંતુ તેને ચલાવનાર તો મનુષ્ય જ હોય છે; તેવી જ રીતે મારા મતિરૂપ રથને યોગ્ય માર્ગમાં ચલાવનાર તો શ્રી જલપતિ અમરલાલ જ છે. સર્વ વિઘ્નોને નિવારીને શ્રી અમરલાલે જ આ કૃતિને સંપૂર્ણ કરાવેલી છે, અને તેથી તેમનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે. જે જન આ ચરિત્રને વાંચે અથવા સાંભળે, તેને શ્રી લાલ ઉદેરો સદા સહાયક થાઓ !

મને કોઈ વિસનજી કહીને બોલાવે છે; કોઈ વિષ્ણુ કહે છે, કોઈ બિસનદાસ નામથી ઓળખે છે અને કોઈ વિશન કવિ કહીને પણ પિછાને છે;* પરન્તુ એ સર્વ આ શરીરનાં જ નામો છે; કારણ કે, ચેતનમાં નામ તથા રૂપનો ભાવ છે જ નહિ; એટલા માટે હું તો નામ અને રૂપહીન શુદ્ધ સ્વરૂપ જ છું. મારામાં કાર્ય અને કારણ અધ્યસ્ત છે અને તેથી હું વિસનજી કેવળ વાચ્યથી જ શ્રી ઉદેરાનાં ચરણોમાં નમન કરું છું.

* આ ગ્રન્થ રચયિતા મારા પિતાશ્રી મુંબઈ અને અમદાવાદ આદિ સ્થાનોમાં ઠકુર વિસનજી ચતુર્ભુજ નામથી મશ્હૂર છે; પરંતુ સિંધુદેશમાં તેઓ ઠકુર વિષ્ણુદાસ અથવા બિશનદાસના નામથી વિશેષ જાણીતા છે; માત્ર એટલું જ નહિ, પણ સિંધુદેશમાં કેટલાક મોટા મોટા મહંતો પણ તેમના શિષ્ય છે અને ત્યાં તેઓ એક સાધુ પુરુષ તરીકે પૂજ્ય તથા વંદનીય થએલા છે. આજકાલ તેમના સમાન સાધુચરિત તથા વિદ્વાન ઠકુર અન્ય કોઈ ભાગ્યે જ મળી શકે તેમ છે.

# પરિશિષ્ટ

## જ્ઞાતિ અને તેના અધિકાર

શેઠ હંસરાજ કરમસીને સર્વ વિદ્યાનો ઘણો શોક હતો તેથી દરેક વિદ્વાનની સાથે સ્નેહભાવ રાખતા હતા. તેમાં પણ સાહિત્ય અને સંગીત ઉપર એમનો અધિક પ્યાર હોવાથી એ બન્ને કળાવાન્ ઉપર અધિકતર પ્યાર રાખતા હતા. જ્યારે અમે એકઠા થતા ત્યારે કોઈ રાગનો આલાપ અથવા કોઈ સવૈયાને રાગની ફરમાશ કે કોઈ કવિનાં રચના વગેરે સિવાય વિશેષે કરી બીજો પ્રસંગ આવતો નહિ. એક દિવસે પૂર્ણિમાની રાતના સાત વાગવાના સમયે મને એમણે બોલાવ્યો. ત્યાં એક કવિ બેઠેલો હતો, તેની સાથે સહજ કવિતા વિષે ચર્ચા થઈ રહી હતી. એવા પ્રસંગમાં અમારી જ્ઞાતિમાં પણ એ વિદ્યાના રસિકવાન્ અને જેવા ઘણા છે એવા જ્ઞાતિ–અભિમાનને દર્શાવવા સારૂ રામાયણનો એક પ્રસંગ કહાડીને તે અભિપ્રાયવાળો ઝૂલણા છંદ કરવાની બન્નેને ફરમાશ કરી. તે પ્રમાણે અમે છંદો રચ્યા. તેમાં મારા છંદોમાં પ્રાસ સારા આવ્યા તેથી શેઠ અતિ રાજી થયા, અને તે કવિને કહ્યું કે તમે ઘણી સારી રચના કરી છે; તોપણ તમારી કવિતામાં આવા પ્રાસ નથી. તેથી તેને માઠું લાગ્યું તે જાણી લઈને ઘણી યુક્તિથી તેના મનનું સમાધાન કર્યું, અને તેને એક ઉચી પહેરામણી આપી. પછી તે ઉઠી ગયો ત્યારે અમ વચ્ચે જ્ઞાતિ સંબંધી ભાષણ ચાલ્યું, અને મારી પાસે એમણે પ્રશ્નો કર્યા તેમનાં મેં ઉત્તરો આપ્યા તે આ પ્રમાણે:—

પ્રશ્ન–જ્ઞાતિ શબ્દનો અર્થ શો?

ઉત્તર–જેમાં એક ભાણે અનેક જનનો ખાનપાનાદિ વ્યવહાર હોય, જેમાં પરસ્પર છોકરી દેવાય લેવાય, જેમાં વિવાહ અથવા સ્નેહ આદિ કાર્યમાં પરસ્પર સહાયતા કરવાની ફરજ પડે, અને જેમાં લાજરૂપ બંધન સર્વત્ર હોય, એવી એક મંડળી અથવા જનસમૂહને જ્ઞાતિ કહે છે.

પ્રશ્ન–જ્ઞાતિજનોને જ્ઞાતિસંબંધી નિયમમાં ચલાવનાર કોણ?

ઉત્તર–જ્ઞાતિમાં જે શ્રેષ્ઠ માણસ હોય તે.

પ્રશ્ન–શ્રેષ્ઠ માણસનાં લક્ષણ શાં?

ઉત્તર–જે ધનવાન્, તેજસ્વી, સત્તાવાળો, કુલીન, વિદ્વાન, વ્યભિચારાદિ સપ્ત વ્યસન રહિત, અપક્ષપાતી, નીતિમાન્, ધર્મનિષ્ઠાયુક્ત,

અને સદા જ્ઞાતિસુધારણાર્થે ઉધુક્ત હોય તેને જ્ઞાતિશ્રેષ્ઠ અથવા નાતનો શેઠીઓ કહેવામાં આવે છે.

પ્રશ્ન–એ બધા ગુણો જેમાં હોય એવા આપણી જ્ઞાતિમાં હાલ કેટલાક નીકળી આવે તેમ છે વારૂ ?

ઉત્તર–એ સર્વ ગુણસંપન્ન આપના સિવાય બીજો કોઈ વર્તમાન કાળમાં મને દીઠામાં આવતો નથી. એ ઉક્તિમાં કોઈ દોષ કહાડી શકે તેમ નથી; કેમકે, આપના ગુણોની સર્વત્ર પ્રસિદ્ધિ છે.

પ્રશ્ન–એવી જ રીતે દરેક જ્ઞાતિમાં એવા ગુણોવાળો એક અથવા બહુ તો બેજ પુરુષો નીકળી આવે; ત્યારે જ્ઞાતિસંબંધી ન્યાયાદિ કેમ બની શકે ?

ઉત્તર–ઇશ્વરનો એવો નિયમ છે કે, દરેક જ્ઞાતિમાં એવો એક જ નર હોય છે; કેમ કે, એક હોય તો જ સા તેની આજ્ઞાતળે રહે છે, અને જ્યાં લગી સલાહસંપ રહે છે; પણ જો બીજો થાય તો દ્વેષની ઉત્પત્તિ થાય છે. કેટલીએક જ્ઞાતિમાં એક આપના જેવો સારો શેઠીઓ છતાં કોઈ પુરુષ ધનવાળો અથવા સત્તા વગેરેવાળો થાય તો તે શેઠીઓ થવા સારૂ તે મોટા શેઠીઆનો દ્વેષ કરે છે; તેથી જ્ઞાતિમાં કુસંપ થાય છે; અને તડ બંધાય છે. એમ આપણી જ્ઞાતિમાં પણ ઘણા વખત થયું છે. પણ જો એક જ શેઠીઓ હોય તો સર્વ સારી રીતે ચાલતું આવે. તેમજ હાલ આપણી જ્ઞાતિમાં ચાલે છે, તેમ જાણી લેવું; જે બીજા કેટલાક જ્ઞાતિ સબંધી ન્યાયાદિક સમયે તમારી પાસે બેસે છે તેઓ શેઠીઆજ કહેવાય છે; તોપણ તેઓ સર્વ ગુણે કરી સહિત શેઠીઆ કહેવાય નહિ. જેમ એક રાજા હોય અને તેની કચેરીમાં બીજા ઘણા સરદારો તેની પાસે બેસતા હોય તો તેથી શું તેઓ રાજાની બરાબરી કરી શકે ! અર્થાત્ હાલમાં તમો સર્વ પ્રકારે આપણી જ્ઞાતિમાં ઉત્તમ છો.

પ્રશ્ન–એ વાત મને યોગ્ય ભાસતી નથી. જ્ઞાતિમાં કોઇએક એવો મહત્તાવાળો પુરુષ થાય તો શું તેને બધાથી ઉત્તમ કહેવો ? ધનાદિકની પ્રાપ્તિ તો પ્રારબ્ધાધીન છે; પણ જ્ઞાતિપણે તો સર્વ સરખા છે! માટે રાજાનું ઉદાહરણ કોઈ જ્ઞાતિમાંના ઉત્તમ પુરુષને લાગે નહિ.

ઉત્તર–યદ્યપિ જ્ઞાતિપણે તો બધા સરખા છે; માટે જ્ઞાતિ સંબંધી મહત્તા મેળવવાનું અભિમાન કરવું તે યોગ્ય નથી; અને મહત્તા મેળવવાનો ઉદ્યોગ પણ કરવો ઉચિત નથી. તથાપિ તેવા પુરુષને પોતાની મેળે જ મહત્તા મળે છે; કેમકે બધા માણસોનાં મન તેની તરફ વળી જાય છે; કે આ આપણી જ્ઞાતિના શેઠીઓ છે અને એવી રીતે

# પરિશિષ્ટ

---

## જ્ઞાતિ અને તેના અધિકાર

શેઠ હંસરાજ કરમસીને સર્વ વિદ્યાનો ઘણો શોક હતો તેથી દરેક વિદ્વાનની સાથે સ્નેહભાવ રાખતા હતા. તેમાં પણ સાહિત્ય અને સંગીત ઉપર એમનો અધિક પ્યાર હોવાથી એ બન્ને કળાવાન્ ઉપર અધિકતર પ્યાર રાખતા હતા. જ્યારે અમે એકઠા થતા ત્યારે કોઈ રાગનો આલાપ અથવા કોઈ ગવૈયાને રાગની ફરમાશ કે કોઈ કવિતાની રચના વગેરે સિવાય વિશેષે કરી બીજો પ્રસંગ ચાલતો નહિ. એક દિવસે પૂર્ણિમાની રાતના સાત વાગવાના સમયે મને એમણે બોલાવ્યો. ત્યાં એક કવિ બેઠેલો હતો, તેની સાથે સહજ કવિતા વિષે ચર્ચા થઈ રહી હતી. એવા પ્રસંગમાં અમારી જ્ઞાતિમાં પણ એ વિદ્યાના રસિકવાન્ અમ જેવા ઘણા છે એવા જ્ઞાતિ–અભિમાનને દર્શાવવા સારૂ રામાયણનો એક પ્રસંગ કહાડીને તે અભિપ્રાયવાળો ઝૂલણા છંદ કરવાની બન્નેને ફરમાશ કરી. તે પ્રમાણે અમે છંદો રચ્યા. તેમાં મારા છંદોમાં પ્રાસ સારા આવ્યા તેથી શેઠ અતિ રાજી થયા, અને તે કવિને કહ્યું કે તમે ઘણી સારી રચના કરી છે, તોપણ તમારી કવિતામાં આવા પ્રાસ નથી. તેથી તેને માઠું લાગ્યું તે જાણી લઈને ઘણી યુક્તિથી તેના મનનું સમાધાન કર્યું, અને તેને એક ઉંચી પહેરામણી આપી. પછી તે ઉઠી ગયો ત્યારે અમ વચ્ચે જ્ઞાતિ સંબંધી ભાષણ ચાલ્યું, અને મારી પાસે એમણે પ્રશ્નો કર્યા તેમનાં મેં ઉત્તરો આપ્યાં તે આ પ્રમાણેઃ—

પ્રશ્ન–જ્ઞાતિ શબ્દનો અર્થ શો?

ઉત્તર–જેમાં એક ભાણે અનેક જનનો ખાનપાનાદિ વ્યવહાર હોય, જેમાં પરસ્પર છોકરી દેવાય લેવાય, જેમાં વિવાહ અથવા મૃત્યુ આદિ કાર્યમાં પરસ્પર સહાયતા કરવાની ફરજ પડે, અને જેમાં લાજરૂપ બંધન સર્વત્ર હોય, એવી એક મંડળી અથવા જનસમૂહને જ્ઞાતિ કહે છે.

પ્રશ્ન–જ્ઞાતિજનોને જ્ઞાતિસંબંધી નિયમમાં ચલાવનાર કોણ?

ઉત્તર–જ્ઞાતિમાં જે શ્રેષ્ઠ માણસ હોય તે.

પ્રશ્ન–શ્રેષ્ઠ માણસનાં લક્ષણ શાં?

ઉત્તર–જે ધનવાન્, તેજસ્વી, સત્તાવાળો, કુલીન, વિદ્વાન, વ્યભિચારાદિ સપ્ત વ્યસન રહિત, અપક્ષપાતી, નીતિમાન, ધર્મનિષ્ઠાયુક્ત,

અને સદા જ્ઞાતિસુધારણાર્થે ઉદ્યુક્ત હોય તેને જ્ઞાતિશ્રેષ્ઠ અથવા નાતનો શેઠીઓ કહેવામાં આવે છે.

પ્રશ્ન—એ બધા ગુણો જેમાં હોય એવા આપણી જ્ઞાતિમાં હાલ કેટલાક નીકળી આવે તેમ છે વારૂ ?

ઉત્તર—એ સર્વ ગુણસંપન્ન આપના સિવાય બીજો કોઈ વર્તમાન કાળમાં મને દીઠામાં આવતો નથી. એ ઉક્તિમાં કોઈ દોષ કહાડી શકે તેમ નથી; કેમકે, આપના ગુણોની સર્વત્ર પ્રસિદ્ધિ છે.

પ્રશ્ન—એવી જ રીતે દરેક જ્ઞાતિમાં એવા ગુણોવાળો એક અથવા બહુ તો બેજ પુરૂષો નીકળી આવે; ત્યારે જ્ઞાતિસંબંધી ન્યાયાદિ કેમ બની શકે ?

ઉત્તર—ઈશ્વરનો એવો નિયમ છે કે, દરેક જ્ઞાતિમા એવો એક જ નર હોય છે, કેમ કે, એક હોય તો જ સા તેની આજ્ઞાતળે રહે છે, અને જ્યાં ત્યાં સલાહસંપ રહે છે; પણ જો બીજો થાય તો દ્વેષની ઉત્પત્તિ થાય છે. કેટલીએક જ્ઞાતિમા એક આપના જેવો સારો શેઠીઓ છતાં કોઈ પુરૂષ ધનવાળો અથવા સત્તા વગેરેવાળો થાય તો તે શેઠીઓ થવા સારૂ તે મોટા શેઠીઆનો દ્વેષ કરે છે; તેથી જ્ઞાતિમાં કુસંપ થાય છે; અને તડા બધાય છે. એમ આપણી જ્ઞાતિમા પણ ઘણા વખત થયુ છે. પણ જો એક જ શેઠીઓ હોય તો સર્વ સારી રીતે ચાલતું આવે. તેમજ હાલ આપણી જ્ઞાતિમા ચાલે છે, તેમ જાણી લેવુ; જે બીજા કેટલાકો જ્ઞાતિ સબધી ન્યાયાદિક સમયે તમારી પાસે બેસે છે તેઓ શેઠીઆજ કહેવાય છે; તોપણ તેઓ સર્વ ગુણે કરી સહિત શેઠીઆ કહેવાય નહિ. જેમ એક રાજા હોય અને તેની કચેરીમાં બીજા ઘણા સરદારો તેની પાસે બેસતા હોય તો તેથી શુ તેઓ રાજાની બરાબરી કરી શકે ! અર્થાત્ હાલમાં તમો સર્વ પ્રકારે આપણી જ્ઞાતિમાં ઉત્તમ છો.

પ્રશ્ન—એ વાત મને યોગ્ય ભાસતી નથી. જ્ઞાતિમાં કોઇએક એવો મહત્તાવાળો પુરૂષ થાય તો શું તેને બધાથી ઉત્તમ કહેવો ? ધનાદિકની પ્રાપ્તિ તો પ્રારબ્ધાધીન છે, પણ જ્ઞાતિપણે તો સર્વ સરખા છે ! માટે રાજાનું ઉદાહરણ કોઈ જ્ઞાતિમાના ઉત્તમ પુરૂષને લાગે નહિ.

ઉત્તર—યદ્યપિ જ્ઞાતિપણે તો બધા સરખા છે, માટે જ્ઞાતિ સંબંધી મહત્તા મેળવવાનુ અભિમાન કરવુ તે યોગ્ય નથી; અને મહત્તા મેળવવાનો ઉદ્યોગ પણ કરવો ઉચિત નથી. તથાપિ તેવા પુરૂષને પોતાની મેળે જ મહત્તા મળે છે, કેમકે બધા માણસોનાં મન તેની તરફ વળી જાય છે, કે આ આપણી જ્ઞાતિનો શેઠીઓ છે અને એવી રીતે

જે શેઠીઓ થાય તેજ ખરા શેઠીઓ કહેવાય. પણ થોડાઘણા પૈસા મળ્યા, અથવા કાંઈ લુચ્ચાઇમાં નામ વધ્યું તેથી કેટલાક લોકો હાથતળે થઈ રહે તેથી મારીકૂટીને પોતાને શેઠીઓ કહેવડાવીને પછી ગરીબ લોકોની ગરદનો મારે તે શેઠીઓ કહેવાય નહિ.

પ્રશ્ન—તમે જે ગુણો કહ્યા તેમાં એવો કોઈ ગુણ નથી કે જેથી કોઇને તાડના થઈ શકે! કદાચ કોઈ ઘણી જ અનીતિવાળા પુરુષ વિષે ન્યાય થતાં તે માને નહિ તો તેને યોગ્ય રીતે તાડનાદિ અથવા જ્ઞાતિ સંબંધી દંડાદિ કેમ થઈ શકે?

ઉત્તર—એટલા વાસ્તે શૌર્ય આદિ ગુણો સહિત અને ચોખી બુદ્ધિવાળા કેટલાક માણસો તેની પાસે જોઇએ; અને તેઓ પણ ઘણું કરીને એક જ હોય છે. જેમ કે, હાલ ખટાઉ રવજી છે. એવો હમણાં કોઈ બીજો આપણી જ્ઞાતિમાં શૂરવીર છે નહિ; તેમ એમનામાં બીજા પણ પૂર્વોક્ત ગુણોમાંના કેટલાક સારા ગુણો છે; માટે તાડનાદિ યોગ્ય એ જ છે.

પ્રશ્ન—એ વાત હું પણ કબૂલ કરું છું કે, ખટાઉ રવજી એવા જ છે અને એ હેતુથી જ મેં મારાં કામોમાં એમને ભાગીદાર કર્યા છે. એ અમારો સંબંધ વંશપરંપરા ચાલશે, એવી હું આશા રાખું છું અને ખટાઉ રવજીની બુદ્ધિ પણ એવી જ છે. અસ્તુ; પણ જ્ઞાતિમાં કયા પ્રકારના કજીઆના ચુકાદા થવા યોગ્ય છે વારૂ?

ઉત્તર—જેમાંથી પોલીસ એટલે ફોજદારી કામ ઉભું થતું હોય તે કામમાં તો જ્ઞાતિએ કદાપિ હાથ નાખવો જ નહિ; અને જે લેણુ દેણુની બાબત એટલે દીવાની કામ હોય તેમાં લવાદી તરીકે જો જ્ઞાતિ પડે તો તેમાં હરકત નથી. બાકી તો લગ્નાદિક પ્રસંગે જે જ્ઞાતિના ધારા પ્રમાણે ચાલે નહિ તેનો ન્યાય કરીને અને યોગ્ય રીતે ચુકાદો કરી જ્ઞાતિ દંડ આપવો, એ જ્ઞાતિની અથવા જ્ઞાતિના શેઠીઆઓની ફરજ છે.

પ્રશ્ન—જ્ઞાતિ સંબંધી ધારા બાંધીને જો છપાવી રાખ્યા હોય તો તેથી ઘણા ફાયદા થાય ખરા કે?

ઉત્તર—એમ કર્યાથી ઘણા ફાયદા થાય અને આપની મરજી હશે તો તેમ થઈ શકશે.

ઇત્યાદિક પરસ્પર ભાષણ થઈ રહ્યા પછી શેઠ પોતાના બંગલામાં ગયા અને હું મારે ઘેર આવ્યો. તે વખતે શેઠનું શરીર રોગથી લેવાઈ ગયું હતું ને દિન દિન પ્રત્યે ક્ષીણ થતું ગયું. અંતે તેમના દેહનો અંત થયો અને તેમણે સ્વર્ગવાસ કર્યો.

શેઠ ખટાઉ રવજીમા એવા તો સારા ગુણો છે કે, તે જોઇને મનને અતિ આશ્ચર્ય થાય છે; કેમ કે, એવા અપૂર્વ ગુણો મનુષ્યમાં કવચિત્ જ દીઠામાં આવે છે; માટે એમના ઉપર ઈશ્વરની પૂર્ણ કૃપા છે એમ નિશ્ચય કરી માનવું જોઇએ. એમનામાં શૂરવીરપણું તો એવુ છે કે, ગમે તેવો બળવાન્ પુરુષ સામે આવ્યો હોય અને જો તે પોતાના બળનો ગર્વ કરે તો તેનો ગર્વ તરત ઉતારી નાખે. અધર્મયુદ્ધ કરે નહિ. જેણે પોતાનો બહુ પ્રકારે અપરાધ કર્યો હોય તોપણ તેની ઉપર એકદમ ક્રોધાયમાન ન થતાં તેને સારી રીતે ધરમેળે સમજાવે; તેમ છતાં જો તે માને નહિ તો પોતાના પરાક્રમથી તેની ખોડ મોડી નાખે, તેમ કોઈ માણુસ ગરીબની ઉપર જુલમ કરે, કે કોઈ બાઈ માણસને સતાપે અથવા કોઈ જ્ઞાતિમાં અનીતિ કરે તો તેને તરત શિક્ષા કરી પાસરો કરી મૂકે; બ્રાહ્મણોની ઉપર ભગવાન્ જેટલો ભાવ રાખે છે; અને પોતાના નાતીલા બધા સુખી થાય, એવુ ખરા અંત કરણવડે સદા સર્વદા ઈશ્વરની પાસે માગ્યા કરે છે; પોતાની મહત્તાનો કોઈ સમયે અભિમાન કરતા નથી, ધર્મની ઉપર અત્યત પ્રીતિ રાખે છે; જેમના મુખમાથી નિરતર ધર્મોજ્ય ને પાપોક્ષય એ વાકય તથા 'સતી પુરુષોનો જય તથા ગોધાનો ક્ષય' એ વાક્ય અસ્ખલિત નીકળ્યા કરે છે; એમની સ્વાભાવિક આકૃતિ એવી છે કે, જે અધર્મી લોકો છે તેને તો કાળ જેવી લાગે, જે ધર્મી છે તેને ધર્મમૂર્તિ લાગે; અને જે સ્નેહી છે તેને ચદ્રમાની પેઠે અમૃત વર્ષાવનારી ભાસે છે; પોતે અત્યંત નીતિ-નિપુણ્ છે, અને શ્રીમાન્ છતા ગમે તેવી વ્યવહાર સબધી વ્યાપારાદિ કળામા કુશળ છે અને પોતે જાતે વ્યાપાર કરીને જ લાખો રૂપીઆ મેળવ્યા છે; હવે સતોષ કરી પોતાનો જન્મ સફળ કરવા સારૂ અને પરોપકારાર્થ કેવળ ધર્મકૃત્યો કરવામાં જ ગુથાયેલા છે; તેમાં તન, મન અને ધન એ ત્રણે અર્પણ કરી દીધેલાં છે. એના ઉદાહરણમા જુઓ કે, મુંબ-ઇમાં પોતાના લોહર જ્ઞાતિનું દરિયાસ્થાન કે જે પ્રથમ ઘણા વર્ષો ઉપર જ્યારે અહીં અમારી જ્ઞાતિના માણસોની સખ્યા ઘણી થોડી હતી સારે એક તેજસ્વી બળવાન્ તથા એવા કેટલાક બીજા ગુણે કરી સહિત શેઠ દેવજી પેરાજ થઈ ગયા છે, તેમણે સ્વજ્ઞાતિ સંબધી તથા સ્વજ્ઞાતિ ઉપાધ્યાય સારસ્વત જ્ઞાતિ સબધી સારા કામો કર્યા છે અને એ જ્ઞાતિઓ સબધી કેટલાએક ધારા બાંધી ગયા છે; તે હાલના સમયમાં કેટલાએક ખળ પુરુષવડે તૂટી જવાનો સભવ હતો પણ શેઠ ખટાઉ રવજીએ કાયમ કરી રાખ્યા છે, એટલું જ નહિ, પણ તેમાં

વધારે સુધારેલા પણ કરી છે); તેમણે બંધાવેલું હતું તે એટલું જર્ણ થઈ ગયું હતું કે, તેના મજલા ઉપર જ્યારે જમણવાર વગેરેમાં ઘણાં માણસો એકઠાં થતાં ત્યારે જાણે હમણાં જ પડી જશે એવું દેખાતું હતું. બધા માણસોના શ્વાસ મુઠીમાં રહેતા હતા ને તે ખરેખર કોઈ દહાડે પડી જાત ને તેમાં સેંકડો માણસો દબાઈને મરી જાત. તે ઘણા માણસોના આયુષ્યે શેઠ ખટાઉ રવજીના અંતઃકરણમાં પ્રેરણા કરી અને એમને એવી બુદ્ધિ ઉત્પન્ન થઈ કે, નવું દરિયાસ્થાન બનાવવું; પણ એ કામમાં પૈસાનો મોટો ખર્ચ કોઈ એક અથવા થોડાથણું મળી કરી શકે નહિ, તેથી ઉઘરાણું કરવું જોઈએ. તે ઉઘરાણું જેવા તેવાથી થાય નહિ; તેથી પોતે જ કમર બાંધીને જે જેવું માણસ તેની પાસેથી તે પ્રમાણે રાજીખુશીથી અથવા જબરદસ્તીથી રકમો ભરાવી રૂપીઆ એકઠા કરીને નવું દરિયાસ્થાન બનાવ્યું તે એવું મજબૂત થયું છે કે, સેંકડો વર્ષ સુધી જીર્ણ થવાની ધાસ્તી નથી. પણ તે વખતે એટલી ખામી રહી ગઈ કે, શ્રીઅમરલાલની જ્યોતિમાટે શિખરબંધ દેવાલય, પાણીનું મોટું ટાંકું, અને બીજાં કેટલાંક જંગમ સાધનો થઈ શક્યાં નહિ. તે હમણાં પોતે બનાવરાવ્યાં છે અને તે અતિ ઉપયોગી છે; તેમાં ટાંકું તો અતિશય ઉપયોગી થઈ પડ્યું છે. મુંબઈમાં સર્વ ઠેકાણે પાણીના નળ નાખેલા છે, તેમાંનો કોઈ નળ વખતે ભાંગી જાય છે અથવા બીજી કોઈ રીતે બંધ થઈ જાય છે; ત્યારે તે ચકલાના માણસો પાણીને વાસ્તે ઘણા દુઃખી થાય છે. તે એ ટાંકું બન્યાથી વડની ગાદીના માણસોને પાણીનું અતિ સુખ થઈ પડ્યું છે. વળી મુંબઈમાં આગની બીક મોટી હોય છે; તેવા સમયે એવો જળાશય અતિ ઉપયોગી થઈ પડે છે. એ કામ યદ્યપિ જ્ઞાતિજન સંબંધમાં જ થયું છે, તથાપિ હાલમાં સર્વ ધન પોતાનું જ ખર્ચ્યું છે; તેમ જ્યાં સુધી એ કામ ચાલતું હતું ત્યાં સુધી રાત્ર દિવસ ત્યાં જ પડી રહેતા હતા તથા મનમાં પણ સદા એ જ ચિંતન કરતા હતા. એ બધા કામ ઉપર ખર્ચ આસરે ચાળીસ હજારથી ઉપર અને પચાસ હજારની અંદર થયેલો છે. હાલ મુંબઈમાં જેવું લોહાણાનું દરિયાસ્થાન બનેલું છે તેવી બીજી કોઈ મહાજનવાડી થયેલી નથી. એનો ખરેખરો ધન્યવાદ શેઠ ખટાઉ રવજીને ઘટે છે; કેમકે, જો એમણે એ કામમાં બાથ બીડી ન હોત તો એ કામ થવું મુશ્કેલ થાત.

શેઠ ખટાઉ રવજીનો જન્મ કચ્છ દેશમાંના આશાપુરા માતાના મઢમધ્યે થયો છે; અને ત્યારપછી મુંબઈમાં આવ્યા છે; હાલ એમનું વય આસરે પચાસ વર્ષની લગભગમાં છે. એમની માતાનું નામ ઈશ્વરબાઈ

અને પિતાનું નામ રવજી છે; એમને એક ચિરંજીવી પુત્ર છે, તેનું નામ મૂળજી છે. એમની પત્નીનું નામ કેશરબાઈ છે. તે બાઈ પણ તેવાં જ ધર્મશીલ છે. વર્તમાન સમયમાં લોહર જ્ઞાતિમાં એ શેઠ જ્ઞાતિની સુધારણા કરે છે તેથી એમને જ જ્ઞાતિશ્રેષ્ઠપદ દેવા યોગ્ય છે. મારો એમની સાથે ઘણો સ્નેહભાવ છે.*

ઠક્કુર વિસનજી ચતુર્ભુજ